# દૂસરી આઝાદી-'સેવા'

ઈલા. ર. ભટ્ટ

ચિત્રકાર

પાર્થ સેનગુપ્તા




નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

# ભૂમિકા

'સેવા' તો 'દૂસરી આઝાદી'ની મથામણ છે. પહેલી આઝાદી તે વિદેશી હકૂમતમાંથી મુક્તિ. એ હતી રાજકીય આઝાદી. આર્થિક આઝાદી હજુ બાકી હતી. કોઈપણ પ્રજાને માટે રાજકીય આઝાદીની સાથેસાથે આર્થિક આઝાદી એટલી જ અનિવાર્ય અને અગત્યની છે, એ વાત ગાંધીજીએ કહી હતી. ગરીબી એ કોઈપણ સમાજનું નૈતિક પતન છે. રાજકીય ફેરફાર કે તકનિકી સુધારાથી શોષણ દૂર થઈ જવાની ખાતરી નથી હોતી. માટે જ, આઝાદી મળ્યા પછી પ્રજા આર્થિક રીતે પગભર થાય તે અત્યંત મહત્ત્વનું બન્યું હતું. એ કામ પાછલાં પચીસ વર્ષમાં 'સેવા'એ કર્યું; જેને હું 'દૂસરી આઝાદી'ના ગાંધીસંદેશ ઝીલ્યા બરાબર ગણું છું.

સ્વતંત્ર ભારતમાં ગરીબો અને બહેનોને મતાધિકાર મળ્યો તે પૂરતું નહોતું. તેમને જોઈતો હતો 'અવાજ' અને 'દશ્યતા'. એટલે કે પોતાની વાત સંભળાવી જોઈએ. અને પોતાનું અસ્તિત્વ દેખાવું જોઈએ. પેટિયું રળવાના રોજિંદા સંઘર્ષમાંથી તેમને બહાર આવવું હતું. તેમને તો નવું શીખવાની, નવું કરવાની સમાન અને પૂરતી તકો જોઈતી હતી. તેઓ સૌ શ્રમિકોને દેશની મજૂર-ચળવળમાં જોડાવું હતું. દલિત અને લઘુમતી કોમોને સીમાંત રહેવું નહોતું, તેમને પ્રગતિના મધ્યપ્રવાહમાં આવવું હતું. તેમને પણ જોઈતાં હતાં 'અવાજ' અને 'દશ્યતા'. આર્થિક સાધનોની પ્રાપ્તિ વિના શોષણયુક્ત પરિસ્થિતિમાંથી બહાર નીકળવું શક્ય નહોતું. તેઓને 'દૂસરી આઝાદી'ની હવા માણવી હતી.

શરૂઆત આમ થઈ. 'સેવા'નાં બહેનો તેનાથી ઘણાં આગળ નીકળી ગયાં. આજે તેઓ 'નસીબ' 'ભગવાનની ઇચ્છા' કે 'સમાજપ્રથા'ને દોષ દેવા માગતાં જ નથી.

ગાંધીવિચારે 'સેવા'ને માર્ગ બતાવ્યો છે જેને પરિણામે બહેનો પ્રતિબદ્ધ થયાં, મહેનત કરતાં રહ્યાં. સમાજપરિવર્તનમાં સ્ત્રી-નેતૃત્વની અનિવાર્યતા પર પાકી શ્રદ્ધા બેઠી. 'આજ'ની બારીમાંથી દૂર-દૂરનાં વર્ષો જોતાં થયાં. આ મુક્તિપ્રવાસમાં બહેનોએ કેટકેટલું કર્યું ને લીલી-સૂકી અનુભવી! 'હજુ તો કેટલુંય કરી શકીએ એમ છીએ અને કાં' ન કરીએ?' - એવો હુંકાર તેમના અવાજમાં સહેજે રણકે છે. એક વિદેશી મુલાકાતીને મેં પૂછ્યું કે શું જોયું? તો કહે કે 'સેવા'માં મેં 'કેન ડુ વિમેન' જોઈ!' એટલે કે 'હું કરી શકું છું' એમ કહેનારી સ્ત્રીઓ જોઈ.

'સેવા'ની 'દૂસરી આઝાદી'ની મજલ તો ચાલુ જ છે. હવે તો બીજી પેઢી પણ તેમાં જોડાઈ ગઈ છે.

'સેવા'ની માતૃસંસ્થા અમદાવાદનો મજૂર મહાજન સંઘ. વારસામાં બે મળ્યાં : યુનિયન અને ગાંધીવિચાર. સદ્‌ગત પૂજ્ય અનસૂયાબહેને વીસમી સદીની શરૂઆતમાં મિલમજૂરોને સંગઠિત કર્યા ત્યારે તેઓની સ્થિતિ બહુ વિષમ હતી. ૧૫ કલાકની મજૂરી, અઠવાડિયે ન એકેય રજા, કે દિવસમાં ન એકેય ઘડીનો આરામ. અનસૂયાબહેન મને કહેતાં કે બાળક તેના બાપને ન ઓળખે. બાપ દિવસે ઘરમાં હોય તો ઓળખે ને? રાત્રે તો બાળકો ઊંઘતાં હોય. ભારે શોષણ અને અન્યાયના વાતાવરણમાં મજૂરી કરતાં કાપડમિલ-કામદારોને અનસૂયાબહેને ગાંધીજીના માર્ગદર્શન હેઠળ સંગઠિત કર્યાં. ત્યાર પછી ધીમેધીમે ઔદ્યોગિક મજૂરો માટે રક્ષણાત્મક કાયદા થયા. દેશના અર્થતંત્રમાં તેમની ગણના થવા લાગી.

'સેવા'નું સંગઠન જ્યારે શરૂ કર્યું ત્યારે સ્વાશ્રયી કામદારોની પરિસ્થિતિ મિલમજૂરોની અસલ પરિસ્થિતિ જેવી જ વિષમ હતી. ન કાયદાનું રક્ષણ, ન કામગીરીની પરિસ્થિતિમાં સુધારણા કે ન સામાજિક સલામતીની યોજનાઓનો અધિકાર. તેમાંય સ્વાશ્રયી કામદાર-બહેનો જે પોતે મજૂરી કે ધંધો કરીને પેટિયું રળે તેની સ્થિતિ તો ઘણી જ કપરી. જ્યારે અમદાવાદનાં સ્વાશ્રયી કામદાર-બહેનોને સંગઠિત કરવાની શરૂઆત કરી ત્યારથી તે આજ લગી હું વ્યક્તિગત રીતે એમ જ માનું છું કે પૂજ્ય અનસૂયાબહેનનાં આદરેલાં અધૂરાં પૂરાં કરી રહી છું.

અમદાવાદ શહેરના મજૂર વિસ્તારમાં પહેલવહેલા મજૂર મહાજનના મોટા કાર્યકર્તા દીનુબહેન જોડે રણછોડપુરા વાઘરીવાસમાં મને કામ કરવા મોકલી. મેં જાણ્યું કે ગરીબ વિસ્તારમાં જઈએ તો સાદા થઈને જવું. પણ મારા સફેદ સાડલાની સફેદી જોઈને તો બધા દૂરથી જ દંગ થઈ ગયા! ખાટલા પર બેઠેલા ભાઈઓ બોલ્યા : 'આહાહા, આ તે બગલું કે દૂધ?' હું તો દાખલ થતાં જ છોભીલી પડી ગઈ. બહેનોએ પછી મને ખાટલો ઢાળીને લીમડા નીચે બેસાડી. બેસું તે પહેલાં જ ગોળીબાર :'બહેન, તમને કેટલાં છોકરાં?'

'હું પરણેલી નથી.'

'આહો?! આટલા હારા દેખાઓ છો ને હજુ કસે મંડાયું નથી?'

આપણે તો મનમાં નક્કી કરી જ લીધું કે કાલથી હવે આ કામ બંધ. એટલામાં પછી ગરબા ગાવાનો સમય આવ્યો. દીનુબહેને બધાં બહેનોને ભેગાં કર્યાં. મારી પરીક્ષા લેવા જ જાણે પહેલો ગરબો મને જ ઉપાડવાનો કહ્યો. એ તો મને સહેલું પડ્યું. માતાજીનો ગરબો ઉપાડ્યો. દેવીભક્ત વાઘરી-બહેનો આનંદથી ગરબે ઘૂમ્યાં. મારા પાંચેય ગરબે મને વાઘરીવાસે ફુલ્લી પાસ કરી દીધી!



'બહેન, કાલે આવજો હોં, ચોક્કસ'! બધાંએ પ્રેમથી કહ્યું. હું તો ખુશ થઇ ગઇ.

'તારો ને મારો નેડો હો લોલણી'ના ગરબાના શબ્દો આજની ઘડી સુધી કૉલ દઇ રહ્યા છે....

# 'સેવા' યુનિયન

ત્યારે, ૧૯૭૧માં અમારી પાસે નહોતા કોઇ ગુરુ, નહોતો કોઇ નકશો કે નહોતી કોઇ વ્યૂહરચના - જે સમજાવે કે આ છૂટક-છૂટક મજૂરીધંધા કરતા શ્રમિકોનું સંગઠન કેમ બનાવવું, સિવાય કે મિલમજૂરના યુનિયનનો અનુભવ. બસ, અંદરનો અવાજ સાંભળતાં ગયાં ને તે મુજબ કાર્ય કરતાં ગયાં. મૂળે સંઘબળની શક્તિ પર પૂરી શ્રદ્ધા. બસ એટલું જ.

૧૯૮૧. અમદાવાદમાં, ભદ્ર ખાતે મજૂર મહાજન સંઘની ઑફિસમાં એક બપોરે સૂયા ગોબાભાઇ આવી. મરાઠી કચ્છ મારેલી સાડી, કપાળમાં મોટો ચાંલ્લો, હૃષ્ટપુષ્ટ. તેની જોડે એક મૂછોવાળો પડછંદ ભાઇ શાણાજી. 'બેન, અમે ફૂટપાથ પર રહીએ છીએ. પૉલીસ હેરાન કરે છે, અમારે રહેવાને ઘર જોઇએ છે.'

"તમે કામ શું કરો છો?"

"હું ને ગોબો મસ્કતી મારકીટમાં કાપડની લારી ખેંચીએ છીએ".

શાણાજીની હાજરીમાં સૂયા પાસે આટલી વાત મહામહેનતે કઢાવી. ઘર તો એમ ક્યાંથી મળે?!

બીજે મહિને સૂયા મણિબહેનને લઇને આવી. ઉપરાંત ૩૦ જેટલી માથોડામજૂર-બહેનોને પણ લાવી. સાથે શાણાજી તો ખરા જ. "બહેન, અમે કાપડની ગાંસડીઓ છૂટક વેપારીઓને પહોંચાડીએ છીએ, સ્ટેશન પર પાર્સલ કરવા લઇ જઇએ છીએ."

"મજૂરીમાં શું મળે છે?"

"એક આંટાના વીસ પૈસા. દા'ડામાં દસ-પંદર આંટા થાય. દુકાનની સાફ-સફાઇ કરીએ, બપોરે ચા બનાવીએ તે જુદું. તેનું કશું ન મળે."

શાણાજીએ આટલુ બધું બોલવા માટે બહેનોનો ઊધડો લઇ નાખ્યો . કેમ કે તે તો ઘર 'અપાવવા' મહાજનમાં બધાંને લાવ્યા હતા ને!

પહેલાં તો, એ શાણાજી જે આ 'બાઈઉ'ના જીવનનો ઠેકો લઇ બેઠા હતા તેમને મારે દૂર કરવા રહ્યા. પણ હજુ એ થવાનું ભાવિ દૂર હતું.

એ વાતને મહિનાઓ વીતી ગયા.

હવે આવ્યાં ઘરખાતા, એટલે ઘેર બેસીને સિલાઇ કરતાં બહેનો.

તેમને કાપડ ખરીદવા મૂડી જોઈએ. તેઓ પણ આવ્યાં ને ગયાં.

પછી આવે છે માણેકચોકનાં શાક વેચનારાં વાઘરી-બહેનો! એ સવારે આવ્યાં. સાંજે આવ્યાં દિલ્લી દરવાજાનાં 'પ્યાલા-બરણી' બહેનો, ને મોડી સાંજે આવે છે પૂરીબજારનાં જૂનાં કપડાંવાળાં બહેનો. બધાં માગે પોલીસના ત્રાસમાંથી છૂટકારો. ને બીજો છૂટકારો વ્યાજખોરોથી. રોજના ૧૦ ટકા વ્યાજ ચૂકવીને ધંધો કરતાં એ શ્રમજીવી બહેનોની રેતીદળ મજૂરીએ અમારી આંખો ખોલી નાખી. સંગઠન કરવાનો હજુય સમય પાક્યો નહોતો?!

છેલ્લે આવ્યાં હવાબીબી, પાટણથી. ૨૦ વર્ષથી એક ઠેકેદારની બીડીઓ વાળે. બીડી 'ખરાબ' છે કરીને અરધોઅરધ છટણીમાં કાઢી નાખીને ઠેકેદાર તે રાખી લે, ને અરધાનો જ ભાવ ચૂકવે; તેય સાવ ઓછો. ૧૦૦૦ બીડી વાળવાના રૂ. ૬/-નો ભાવ આપે. તમાકુ ઓછી, પત્તાં ખરાબ, ભાવ નીચો ને ઉપરથી છટણી. હવાબીબીના હાથમાં આખરે આવે શું? માંડ રૂપિયા ત્રણ! અને તોય ૨૦ વર્ષે ઠેકેદારે તેમનું કામ બંધ કર્યું. જીવ કકળી ઊઠ્યો. તેમને લઈને અમે લેબર-કમિશનરની કચેરીએ ફરિયાદ કરી. જવાબ મળ્યો : 'કાયદાની વ્યાખ્યામાં હવાબીબી કામદાર નથી માટે કશું ન થાય.' ઓત્તારીની! આ તે કેવો ન્યાય!

હવે તો યુનિયન એ જ ઉદ્ધાર! કરીને શરસંધાન! ૧૯૭૧ના જાન્યુઆરીના બપોરને ટાણે આવા બધાં સ્વાશ્રયી કામદાર બહેનોની સભા બોલાવી. એકસોથી વધુ બહેનો આવ્યાં, પણ બેસે ક્યાં? કોઈ બસેવા ન દે. દુકાનવાળા ઉઠાડી મૂકે, ફૂટપાથ પર પોલીસ ડંડા મારે. છેવટે દિલ્લી-દરવાજા બહાર ત્રણખૂણિયા બગીચામાં 'સેવા'ની સૌપ્રથમ સભા મળી. એકમતે ઠરાવ્યું કે કામદાર મંડળ એટલે કે લેબર યુનિયન બનાવવાનું. ફેરી-ટોપલાવાળાં, ઘેર બીડી વાળનારાં,

સિલાઇ કરનારાં, માથોડા-લારી ખેંચવાની મજૂરી કરનારાં બહેનોનું યુનિયન બાંધવું એવું ઠરાવ્યું. વર્ષે રૂપિયા પાંચનું લવાજમ લેવાનું નક્કી થયું. ત્યાં જ લાવજમ ફટાફટ ભરવા લાગ્યાં-પહોંચ મેળવવાની કોઇ પરવા નહોતી કેમકે અમારે તો અવાજ ઊઠાવવો હતો, 'દશ્યતા' મેળવવી હતી. ઠેકેદારો-વચેટિયા-વ્યાજખોરોને જીવનમાંથી દૂર હટાવવા હતા. મજૂર નહોતા રહેવું, 'ખુદની મજૂરીના ખુદ માલિક' બનવું હતું, જીવન બદલવું હતું, શહેર બદલવું હતું, દુનિયા બદલવી હતી. પણ કેવી રીતે એની અમને કોઇને સમજણ નહોતી.

મજૂર આંદોલનનો માર્ગ પસંદ કર્યો. ગાંધીચીંધ્યા માર્ગે. પણ એ કરવું કેમ? હાથમાં નહોતો નકશો કે નજર સામે નહોતો કોઇ નમૂનો. અંતરની સમજ પ્રમાણે પહેલું ડગ ભર્યું.

ઠીકઠીક સંઘર્ષ બાદ દુનિયાભરમાં ક્યાંય નહીં એવું યુનિયન સરકારી ચોપડે નોંધાયું. બહેનોએ ઇતિહાસ સર્જ્યો. યુનિયનનું નામ રાખ્યું : સ્વાશ્રયી મહિલા સેવા સંઘ - સેલ્ફ એમ્પ્લોઇડ વિમેન્સ એસોસિયેશન - ટૂંકમાં પ્યારું નામ **'સેવા'**. ૧૯૭૨, એપ્રિલ, ૧૨. તે દિવસે દુનિયાના મજૂર આલમમાં 'કામદાર મંડળ'ની અને 'કામદાર'ની વ્યાખ્યાને મૂળભૂત પડકાર ફેંકાયો એમ કહું તો અતિશયોક્તિ નથી.

આજે ભારતનાં ૬ રાજ્યોમાં 'સેવા'ઓ ચાલે છે. આવા પ્રકારનાં કેટલાંક બીજાં યુનિયનો પણ ભારતમાં હવે રચાયાં છે. તેઓનું એન.સી.એલ. કરીને એક રાજ્યકક્ષાનું મહામંડળ પણ રચાયું છે. દક્ષિણ આફ્રિકા, ઝિમ્બાબ્વે, અમેરિકામાં પણ 'સેવા'સંગઠન સ્થપાયું છે. 'સેવા' આજે ભારતમાં સૌથી વધુ સંખ્યાબળ ધરાવતું (૧૯૯૬) એક માત્ર કામદારમંડળ છે : ૨,૧૨,૦૧૬. આ દિશામાં પહેલ કરનાર છે 'સેવા'નાં શ્રમિક બહેનો.

'સેવા'એ કદી હડતાળો નથી પાડી એવું નથી. પાડી છે. માથોડામજૂરોની હડતાળ સૌપ્રથમ. ધનલક્ષ્મી મારકીટમાં બહેનો માથે કાપડની ગાંસડીઓ એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોંચાડે ને તેમને ફેરા દીઠ મજૂરી મળે. એક વાર રાધાબેન અને લાછી બેઉ જથ્થાબંધ વેપારીને ત્યાંથી કાપડનો માલ માથે મૂકીને રતનપોળના છૂટક વેપારીને ત્યાં માલ પહોંચાડવા ગયાં. એક ફેરાનો પચીશ પૈસા ભાવ. છૂટક વેપારીની પેઢી બીજે માળે. બે દાદરા ચઢીને માલ વેપારીને પહોંચાડ્યો. પહોંચ આપતાં પહેલાં માલ જોયો, નાપસંદ કર્યો, પાછો મોકલી આપ્યો. આ જ ગાંસડીઓ ફરી માથે મૂકીને રતનપોળથી તે ધનલક્ષ્મી મારકીટના વેપારીને ત્યાં રાધાબેન અને લાછી પાછી લાવ્યાં. માલ પાછો આવવાથી મોટા વેપારીનો પિત્તો ગયો. તે કોની ઉપર ગુસ્સો કાઢે? આ બે બહેનો પર કાઢ્યો અને મજૂરી ચૂકવવાનો ઇન્કાર કર્યો. માથે બોજ સાથે બે ફેરા થયા અને મજૂરી પેટે મીંડું!? ઉનાળાનો બપોર! હું પણ બળુંબળું થઇ ગઇ! અમે તો એ માલ લઇને સરિયામ રસ્તા પર ગટરનું ઢાંકણું ખોલીને તેમાં નાખ્યો. અલબત્ત, ગાંસડીઓ મોટી હતી તેથી ગટરમાં માય નહીં - પણ એવો ગુસ્સો આવ્યો હતો. પછી સાન આવતાં અમે બીજા દિવસે હડતાળનું એલાન આપ્યું. હડતાળ તો પ્રતીક હતી, પણ ત્રણ દિવસ સુધી માથોડામજૂરોએ કામ બંધ રાખેલું. પરિણામ એ આવ્યું કે વેપારીઓએ અમને વાતચીત કરવા આમંત્રણ આપ્યું. મજૂર મહાજન સંઘના પ્રમુખ શ્રી અરવિંદભાઈ બૂચને લઇને હું ધનલક્ષ્મી મારકીટના મહાજનમાં ગઈ ને માથોડાના ફેરાનો ભાવવધારો નક્કી કર્યો. આ મારો હડતાળનો સૌપ્રથમ અનુભવ હતો.

પણ, તે પછીની અમારી હડતાળો બહુ વ્યવસ્થિતપણે થઇ છે. પૂરો વિચાર કરવાનો, પ્રશ્ન અંદર ચર્ચવાનો, પછી સામાવાળા જોડે



ચર્ચવાનો પછી ઠરાવ કરવાનો. હડતાળનો નિર્ણય લેવાનો હોય તો સામાને અગાઉથી ખબર આપવાની અને તે પછી જ હડતાળની હાકલ દેવાની. આમ થતાં અગાઉ સભા, સરઘસ, આવેદનપત્ર સુપરત જેવી બધી ક્રિયા થઇ ગઇ હોવી જોઇએ. આ એક પાયાનું લોકશિક્ષણ છે. મોટેભાગે તો સારું પરિણામ જ આવે. માગણી પણ આપણી વાજબી હોવી જોઈએ. ના સફળ થયાં તો પુનશ્ચ હરિઃ ઓમ્ બીજું શું? હિંસા તો ખપે જ નહીં. હિંસાથી કદીયે કોઇ પ્રશ્ન ઉકલ્યો છે? બતાવો તો ખરા! જેવો પથરો ઉગામ્યો કે કાયદા ને વ્યવસ્થાનો પ્રશ્ન બની જાય ને આપણો મૂળ હેતુ મટી જાય. અને વળી પ્રજાનો ટેકો ખોઇ બેસીએ. કોઇપણ જાહેર હિત કે સામાજિક ન્યાયના મુદ્દા પરની લડતમાં પ્રજામતનો ટેકો અનિવાર્ય છે.

# ઘરખાતા

ઘરમાં બેસીને ઉત્પાદન કરતા શ્રમિકોને ઘરખાતા કહેવાય છે. બીડી વાળનાર, પાપડ વણનાર, સિલાઇ કરનાર જેવાં ઘરખાતા-કામદારોને કારખાનાના કામદાર યા કચેરીના કર્મચારીને મળતા એવા કોઇ જ અધિકાર કે કાનૂની રક્ષણ હોતાં નથી. કેમ વારુ? ઘરખાતાંઓ શું કામ નથી કરતાં? દેશના ઉત્પાદનમાં વધારો નથી કરતાં? કેવો અન્યાય? 'સેવા' યુનિયન જે ગુજરાતના મહામંડળ જોડે જોડાયેલ હતું તેની વડતાલ ખાતે મળેલી વાર્ષિક પરિષદમાં ઘરખાતાંઓ માટે કાયદાની જરૂરિયાતનો મુદ્દો 'સેવા'એ ચર્ચા માટે મૂક્યો ત્યારે ત્યાંના વડા માન્ય નેતાઓ હાંસી કરવા લાગ્યા!? 'તમારે શું જોઈએ છે? ઘેરઘેર ઘોડિયાં? ઘેરઘેર શૌચાલય?' આ જડતા હતી કે નર્યો સ્વાર્થ તે ત્યારે સમજાયું નહોતું. તે ૧૯૮૧ની સાલ હતી.

પણ કાળક્રમે પરિસ્થિતિ ધીરેધીરે બદલાતી ગઇ. સહેજમાં નિરાશ થયે કેમ ચાલે? ૧૯૮૮માં દુનિયાના બિનસામ્યવાદી ૮૧ દેશોનાં કામદારમંડળોના મહામંડળ (ઇન્ટરનેશનલ કૉન્ફેડરેશન ઑફ ફ્રી ટ્રેડ યુનિયન)ની વિશ્વપરિષદ ઑસ્ટ્રેલિયાના મેલબોર્ન શહેરમાં મળી. તેમાં સેવા યુનિયન તરફથી ઘરખાતા કામદારોના કાનૂની રક્ષણ તથા રોજગારવિકાસ માટે ઠરાવ મૂક્યો જે સર્વાનુમતે પસાર થયો. અસંગઠિત વર્ગના કામદારોનો પ્રશ્ન પહેલી જ વાર આવા ઉચ્ચ સ્તરે ચર્ચાયો છે. અર્થાત્ દુનિયાના ૩૦ કરોડ કામદારોનું પ્રતિનિધિત્વ ધરાવતા મહામંડળે ઘરખાતા કામદારોને પોતાની પાંખમાં લીધાં. તે હતી ૧૯૮૮ની ૧૫મી માર્ચ.

'સેવા' ઉપર ઘરખાતાઓની જવાબદારી દુનિયાભરમાંથી આવી પડી. હિંમત એકઠી કરી, આગેવાની લીધી, યુરોપ-અમેરિકા-

આફ્રિકા-એશિયાનાં કામદારમંડળોનો સાથ લીધો. એ તો સુવિદિત બાબત છે કે પ્રત્યેક મજૂરકાયદાની માતા છે જીનિવા ખાતે સ્થપાયેલી આંતરરાષ્ટ્રીય મજૂર સંસ્થા આઇ.એલ.ઓ. (ઇન્ટરનેશનલ લેબર ઓર્ગનાઇઝેશન). હવે સ્પષ્ટ થયું કે આઇ.એલ.ઓ.માં ઘરખાતા કામદારો માટે કન્વેન્શન (કાયદો) પસાર થાય તો જ દુનિયાના તમામ દેશોની સરકારોને ઘરખાતા માટે કાયદો ઘડવાની ફરજ પડે. સંગઠિત ક્ષેત્રનાં મજૂર યુનિયનોના વર્ચસ્વવાળા આઇ. એલ. ઓ.ને સમજાવવું એ પણ કઠણ. છતાં વખત જતાં પ્રગતિશીલ વિચારવાન આઇ. એલ. ઓ. સાથેનો સંઘર્ષ ઉપકારક નીવડ્યો.

યુનો પરિવારની આ સંસ્થા ત્રિપક્ષી છે જેમાં દરેક નિર્ણય માલિકો, સરકારો, મજૂરમંડળો સાથે મળીને જ લે છે. માટે સંઘર્ષ તો અનિવાર્ય હતો. પરંતુ ૩૦ કરોડનું પ્રતિનિધિત્વ દબાણ લાવવા માટે નાનુંસૂનું બળ નહોતું. અંતે ૧૯૯૫ તથા ૧૯૯૬નાં વર્ષોની બેઉ વાર્ષિક પરિષદમાં પ્રસ્તુત ઇન્વેન્શનનો મુદ્દો એજન્ડા પર આવ્યો, ખૂનખાર ચર્ચાયો. માલિકોએ કંઇક ઉધામા કર્યા, કાર્યવાહીના બહિષ્કાર કર્યા, સરકારો પણ પહેલાં તો ઉત્સાહી નહોતી, પરંતુ ગરીબ દેશની સરકારો છેવટે સમજી. અમેરિકા, જાપાન, સમગ્ર યુરોપનો બિનશરતી ટેકો મળ્યો.

છેવટે કયામતનો દિન આવી ચૂક્યો. ૧૯૯૬ના જૂનની ૨૦મીના દિને જીનિવામાં દુનિયાભરની સરકારો, માલિકો, મજૂરોએ ઘરખાતાના કન્વેન્શનના મુદ્દા પર મતદાન કર્યું. મજૂરો જીતી ગયા! આઇ.એલ.ઓ.નું ૧૭૭ નંબરનું ઘરખાતા કન્વેન્શન પસાર થયું, દુનિયાના ૨૯ કરોડ ઘરખાતા કામદારોને માટે જાણે નવો સૂરજ ઊગ્યો. હવે દરેક દેશની સરકારને ઘરખાતાઓને કાયદેસરનું રક્ષણ આપવાની ફરજ પડી.

મતદાનનું પરિણામ ગૃહમાં સામી ભીંતે ઇલેક્ટ્રોનિક પાટિયા પર જાહેર થયું ને મજૂરોને પક્ષે બહુમતી સધાઈ. તેની બીજી જ પળે, તરત જ, ગૃહમાં બેઠેલાં બધાંની ડોક ઊંચી થઇ ને ઉપર ત્રીજી ગેલેરીમાં બેઠેલાં 'સેવા'નાં અમે ત્રણ જણાં તરફ વળી ને અમને તાળીઓના ગડગડાટ અને ઊડતાં ચુંબનોથી વધાવી લીધાં! પછી ઉપર આવીને અમને ઊંચકી લીધાં, ભેટી લીધાં! જાણે 'સેવા'નો જ વિજય ન હોય! અવિસ્મરણીય એ વિજયઘડી મજૂર-ચળવળના ઇતિહાસમાં સદા માટે કંડારાઇ ગઇ.

પહેલી જ વાર આ પ્રકારના અસંગઠિત વર્ગના અત્યંત નિર્બળ ગણતા શ્રમિક વર્ગ માટે આંતરરાષ્ટ્રીય કાયદો બન્યો. પહેલી જ વાર આઇ.એલ.ઓ.ના કન્વેન્શનનો બહુમતી ગરીબ દેશોના કામદારોને ફાયદો મળ્યો. અને પહેલી જ વાર આ સમગ્ર ચળવળની શરૂઆત તેમ જ લડતનું નેતૃત્વ ગરીબ દેશોનાં સ્ત્રી-કામદારો ('સેવા'નાં બહેનો)માંથી આવ્યું.

હવે આંતરરાષ્ટ્રીય ને રાષ્ટ્રીય કાયદા બનાવવાનું મહાકાર્ય કરવું બાકી રહ્યું. એ વળી લડતનો અધ્યાય બીજો : ભારતમાં ઘરખાતા કામદારો માટે કાયદાનો મુસદો તૈયાર થઇ રહ્યો છે.

હવાબીબીઓને હવે લેબર કમિશનરની ઑફિસ ન્યાય આપવા માટે ઇન્કાર કરી શકશે નહીં કેમ કે હવે તેને 'કામદાર'ની વ્યાખ્યામાં વિધિસર ગણવામાં આવી છે. રાજ્યસભામાં (૧૯૮૮) મેં ઘરખાતા કામદારના રોજગાર અધિકારનું બિલ 'પ્રાઇવેટ મેમ્બર બિલ' તરીકે રજૂ કરેલું ત્યારથી ચર્ચાનો વિષય બન્યું હતું, પણ બિલને કાયદો બનવાનો સમય હવે જ પાક્યો કહેવાય.

# ફેરી-ટોપલાં

દુનિયાના દરેક શહેરમાં ફેરી-ટોપલાંવાળાંને બહુ દુઃખ. શહેરને એમની સેવા ખપે પણ તેમને જોવાં ન ગમે. જ્યાં વેચવા બેસે ત્યાં હડેહડે થાય. સસ્તું, તાજું, નમતું, શાકપાંદડું ખરીદે પણ પોલીસ દંડો મારે ત્યારે કોઇ ઘરાક ટોપલાંવાળાંને બચાવવા ન જાય. અરે, પોલીસ ખુદ જ રોજ એની પાસે પોતાની થેલી ભરાવતા હોય છેને! ઈટાલીમાં એક બેલાજીઓ નામની જગ્યામાં દુનિયાનાં ૧૦ મોટાં શહેરોનાં ફેરી-ટોપલાંનાં પ્રતિનિધિઓ તેમની કાનૂની સ્થિતિ પર ચર્ચા કરવા મળેલાં. દસ શહેરોમાંથી એકને બાદ કરતાં (અમદાવાદ) નવેય શહેરોનાં ફેરીવાળાંઓ એકથી અનેક વાર જેલમાં પુરાઇ ચૂકેલાં. ન્યૂ યૉર્ક, નૈરોબી, મેક્સિકો, મનીલાનો આમાં સમાવેશ થાય છે.

એક વાર માણેકચોકમાં અમારાં સાથી નીરુબેને પોલીસને 'રેડ હેન્ડેડ' પકડેલ.

''વળી પાછા લૂંટવા બેઠા આ બહેનોને'' નીરુબેને ધીમેથી કહ્યું.

''શી ખાતરી?''

નીરુબેને તો બેધડક પોલીસના ખીસામાં હાથ નાખીને બબ્બે રૂપિયાની નોટોની થપ્પી કાઢી બતાવી!

બીજા બે પોલીસો તેની વહારે ધાયા, ''બહેન, છોડી દો, બિચારાનાં બૈરી-છોકરાં રખડી જશે.''

''કેમ, છૈયાં છોકરાં એને એકલાને છે? આ શાકવાળીઓને નથી?''

બબ્બે રૂપિયા લીધેલા તે પાછા અપાવ્યા જોતજોતામાં! તે દિવસથી નીરુબેનને 'સેવા'ના પોલીસ કમિશનરનું બિરુદ મળેલું.

વાલમબેન ઓમનગરમાં શાક પાથરીને બેઠાં છે. બજારમાં ઘરાકીનો આ ટાઈમ છે ત્યારે પોલીસ તેમનો જીવ ખાય. તેને લીધેલી ભાજી બદલવી હતી. વાલમબેન અકળાઈને કહે કે 'સાહેબ, તમને જોઈતું આપી તો દીધું. હવે તો મને ધંધો કરવા દો. પણ પેલા ભાઈ તાત્કાલિક જ નવી ભાજીનો આગ્રહ રાખે. વાલમબેનને બહુ દિવસની ચઢી હશે તે ફટ દઈને તેનો બિલ્લો ખેંચી નાખ્યો, ને તેને કોથળા નીચે દબાવીને ઉપર બેસી ગયાં. પોલીસભાઈ તો બિચારા સિયાવિયા થઈ ગયા. પોલીસ અને સ્થાનિક રહેવાસીઓ વચ્ચે તંગદિલી જેવું થઈ ગયેલું. છેક બીજે દહાડે કમિશનરની ઓફિસે ગયાં ત્યારે મામલો થાળે પડ્યો.

અલબત્ત, છેવટે સર્વોચ્ચ અદાલતમાં દિલ્હી ખાતે ઘા નાખી ને ન્યાય માગ્યો ત્યારે માણેકચોકનાં વેચનારાંને લાઈસન્સ મળ્યાં. થોડી શાંતિ થઈ. પણ વેચનારાંના મૂળભૂત પ્રશ્નનો નીવેડો આવ્યો નથી ને આવશે કે કેમ તે બાબત પણ હતાશા છે. 'સ્વચ્છ શહેર'ના ઉત્સાહમાં હજારો શ્રમજીવી ટોપલાંવાળાંનાં રોજગાર સમૂળા નષ્ટ થઈ જાય છે, તેનો રસ્તો કાઢવાની કોઈને ઉતાવળ નથી. ટાઉનપ્લાનરોના મનમાં શહેરોની સુંદરતાનું મોડેલ મોન્ટ્રીઅલ કે કોપનહેગન હશે. પણ ભારતીય નગરોનું મૉડેલ કેમ બનતું નથી? બજારમાં ટોપલાંવાળાં અને ગાડી ઊભી રાખનારા બેઉ આમનેસામને. શહેર મધ્યની કીમતી જગ્યા પર કોનો પહેલો અધિકાર તેનો નિકાલ લાવવાનું સામર્થ્ય નથી સરકારમાં કે નથી મ્યુનિસિપલ કોર્પોરેશનમાં. ગાડી રસ્તા પર મૂકો તો તે 'પાર્કિંગ' કહેવાય અને બે ટોપલાવાળી તાજાં શાક-ફળ લઈ બેઠી હોય તેને 'દબાણ' કર્યું કહેવાય?! બેમાં વધુ સુંદર કોણ લાગે છે, મોટર કે શાકવાળી?!

રાજ્યસભામાં મેં એકવાર ફેરી-ટોપલાંવાળાંને માટેની એક રાષ્ટ્રીયનીતિની માગણી કરતો ઠરાવ રજૂ કરેલો ત્યારે ગૃહમાં અર્ધો દિવસ આ પ્રશ્ન અંગે ચર્ચા ચાલેલી. પહેલી જ વાર ફેરી-ટોપલાંને સંસદમાં આ રીતનું સ્થાન મળ્યું હશે. પ્રધાનશ્રીએ ઘટતું કરવાની બાંહેધરી આપેલી. પરંતુ હાલમાં તો પરિસ્થિતિ વધુ બગડતી જાય છે. સંગઠિત ક્ષેત્રમાં નોકરીઓની તકો લગભગ બંધ થયેલી હોવાથી બેરોજગાર થયેલો યુવાનવર્ગ અસંગઠિતવર્ગમાં ભીડ કરી રહ્યો છે. અર્ધો રોટલો મળતો હતો તેમાંય હવે ભાગ પડવા લાગ્યો. ફેરી-ટોપલાંવાળાંના પ્રશ્ન જટિલ નથી, પણ વ્યાપક હોવાથી તેનો ઉકેલ લાવવા કોઇ તત્પર થતું નથી.

## રાષ્ટ્રીય કક્ષાએ

રાષ્ટ્રીય કક્ષાએ પણ હવે ઘણુંબધું થઇ રહ્યું છે. આપણે જાણીએ છીએ કે અસંગઠિતવર્ગનાં કામદારો એવાં છે કે જેમને માથે નથી કોઇ શેઠ કે જેની પાસે પગારવધારો કે હકરજા માગે, કે જેમને એક છાપરા નીચે બારેમાસ કામ નથી, જેમને રોજીરોટીની શોધમાં વતન છોડીને પરાયા પ્રદેશોમાં ઘર-છોકરાં-ઢોરાં લઇને ભટકવું પડે છે. આવા શ્રમિકોનાં સંગઠનો પોતાના પ્રશ્નો અસરકારક રીતે ઉઠાવવા માટે બેંગલોરમાં ભેગાં મળ્યાં અને તેઓએ પોતાનું મહામંડળ રચ્યું, અને, ૧૯૯૪ની ૨૦મી મેના દિને નેશનલ સેન્ટર ફોર લેબરનો ધ્વજ ફરકાવવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું. આમાં પણ નેતૃત્વ 'સેવા'નું અને બહુમતી સભ્યસંખ્યા પણ 'સેવા'નાં બહેનોની, જે મજૂરઆલમમાં એક અનન્ય ઘટના છે.

એન.સી.એલ.ની રચનાને એક પત્રકારે ૨૯ કરોડ શ્રમિકોના બળવા તરીકે ઓળખાવ્યું છે, તે સાચું જ છે. ૨૯ કરોડ શ્રમિકો મજૂર-ચળવળમાંથી સાવ બાકાત રહી જાય એ ચાલે જ કેમ?

આ એક વિશેષ પ્રકારના યુનિયન સંગઠનની શરૂઆત છે; માત્ર ઝંડાબાજી કરનાર આ યુનિયન નથી. અહીં તો કામના પ્રકારો જ ભિન્ન છે.

દેશના કરોડો ગ્રામીણ શ્રમિકને જ જુઓને. ગ્રામીણશ્રમિક એક કામદાર, ઉત્પાદક અને સાહસિક (સ્વયં ધંધો કરનાર) ત્રણેયનું મિશ્રણ છે. તે સીમાંત ખેડૂત, ખેતમજૂર કારીગર (વણકર, કુંભાર, સુથાર) ત્રણે વ્યવસાયમાંથી વરસ આખું આજીવિકા મેળવે છે. એ ત્રણને અલગ પાડી ન શકાય. તેમના અવરોધક કોઈ એક વ્યકિત કે નોકરીદાતા કે માલિક કે કારખાનું નથી. કેટલીક નીતિ અને પ્રથાઓ તેનું સતત શોષણ કરે છે, જેવું કે ઠેકેદારી પદ્ધતિ આનો ન્યાય કોરટમાં મળવાનો નથી, કેમકે તેમના માટેના કાયદાનો અભાવ છે.

આનો ઉપાય નીતિ બદલવામાં સમાયેલો છે. સ્થાનિક ત્રિપક્ષી માળખામાં ન્યાય મેળવવાનો માર્ગ શોધવાનો છે. નવા આર્થિક સુધારાના ફાયદા છેક નીચે સુધી લાવવાના છે, નહીં કે માત્ર મોટા ઉદ્યોગપતિઓ કે વપારીઓ સુધી. નાનાં ફેરી-ટોપલાંવાળાં, ઘરખાતાઓ કંટ્રાટી કે દા'ડી મજૂરી કરનાર, માછીમારો, વનવાસીઓ, ભારા વીણનારાં - સૌને ઉદારીકરણનીતિ દ્વારા આઝાદી મેળવવી છે ને તેમનાં જીવન સુધારવાં છે. સુખી કરવાં છે. મજલ બહુ બાંબી છે, હજુ તો પહેલું ડગલું જ માંડ્યું છે.

# સેવા બેંક

સહકારીખાતાના રજિસ્ટ્રાર તે દિવસે, શ્રમિક બહેનોની બેંકની નોંધણીઅરજી જોઇને ધ્રુજી ઊઠેલા, છળી પડ્યા, 'આ અંગૂઠાછાપોની તે બેંક હોતી હશે? એમના ધંધા તે કાંઇ વ્યાપાર કહેવાય? એ તો બધા પેટિયું રળી ખાવાવાળા?' પછી જરા ટાઢા પડીને મને કહ્યું, 'બહેન, આને આ પ્રજાને લોન આપવાનું ભૂલી જાઓ. તેમને લોન આપશો તો મારા વહાલાં આ કોઇ પૈસા ભરશે નહીં અને તમારે આપઘાત કરવાનો વખત આવશે!'

પણ અમે ટસના મસ ન થયા. અમને તો પાકી ખબર હતી કે આ બહેનો, રોજ કમાય છે, તેમના હાથમાં રોજ રોકડ આવે છે, નિયમિતપણે જરૂર બચત કરી શકશે. અને આ તો ધંધાદારી બહેનો છે. તેમને તો ધિરાણની અત્યંત જરૂર હોય. રોજના દસ ટકા વ્યાજ નહીં ભરી શકે?'

'સેવા'ને તો સંપૂર્ણ ખાતરી હતી કે 'સેવા'ની શ્રમિક, સ્વયંધંધો-મજૂરી કરનારી, હિંદુ-મુસલમાન, હરિજન-વાઘરી-આદિવાસી તમામ બહેનો બચત અને ધિરાણ બેઉ હોંશે-હોંશે કરશે. પછી, આથી વધુ બૅંકિંગ માટે શું વધુ ખાતરી જોઇએ?! 'અનબૅંકેબલ'ને 'સેવા'એ તો 'બૅંકેબલ' તરીકે ક્યારના પારખી લીધા હતા, ઠેઠ ૧૯૭૪માં. ૨૩ વર્ષ પછી આજે ૧૯૯૭માં ૭૦,૦૦૦ જેટલાં સેવા બેંકનાં બહેનોએ પૂરવાર કરી આપ્યું કે, ભલે અમે ગરીબ, અંગૂઠાછાપ કે અનિશ્ચિત ધંધા-મજૂરીઓ કરતાં હોઇએ, પણ અમે બેંક જેવી નાણંકીય સંસ્થા 'નફાકારક' રીતે જાતે 'મેનેજ' કરી શકીએ છીએ. અમારી મૂડી ૧૨ કરોડથી વધુ છે. અમારો વસૂલાત દર ૯૬ ટકાનો છે, અમે કદી પાઇ પણ બહારની મૂડી મદદરૂપે

લીધી નથી. આજ લગીમાં એકેય લોન 'માંડવાળ' કરી નથી. બહેન અપંગ કે રામશરણ થઈ જાય તો તેની વહુ-દીકરી-દેરાણી-કોઈપણ બાકી લેણાં પૂરાં કરે. દર વર્ષે નફાની વહેંચણીમાંથી અમે વધુમાં વધુ ૧૫ ટકા ડિવિડન્ડ આપ્યું છે. ૨૩ વર્ષે અમારી બેંક અમારા પોતાના સગવડભર્યા મકાનમાં બેસવા લાગી છે. આપબળે અમે અમારું મકાન કર્યું છે.

સેવા બેંક રિઝર્વ બેંકનાં ધોરણો મુજબ 'સ્થિર અને સદ્ધર' છે. ઑડિટમાં હંમેશાં 'એ' ગ્રેડ મેળવ્યો છે. બૉર્ડ ડાયરેક્ટર મૂળીબેન કહે છે કે, 'મારા સભ્યનો એક હપતો પડે ને મારી ઊંઘ ઊડી જાય.' દેશની કઈ બેંકના બોર્ડસભ્યની આમ ઊંઘ ઊડતી હશે?' - એવું ભૂતપૂર્વ નાણાંમંત્રી ડૉ. મનમોહન સિંગે સેવા બેંક માટે એક વાર જાહેર સભામાં કહેલું.

સને ૧૯૯૬ને અંતે સેવા બેંકની ફૂલશ્રુતિ આંકડામાં જોઈએ તો કહી શકાય કે બેંક રૂપિયા ૧૫ કરોડ ૪૧ લાખની કુલ મૂડી ધરાવે છે. એકેય રૂપિયો તેમાં બહારનો નથી. 'સેવા'નાં તમામ શ્રમજીવી બહેનોની જ સામૂહિક મૂડી છે. ૬૯ હજાર ઉપરાંત બચતખાતાં છે, ૬૦ હજાર ઉપરાંત બહેનોએ ધિરાણ લીધું છે. વસૂલાતનો દર ૯૫થી ૯૬ ટકા વચ્ચેનો છે. બેંકે આ વર્ષે પોતાનું મકાન કર્યું, એ પણ બહેનોની પોતાની સામૂહિક મિલકતમૂડી જ છેને!

નાનુબેન વિઠ્ઠલ. સેવા બેંકનાં માનવંતાં સભાસદ. પોતે કડી તાલુકાના ગામમાં ખેતમજૂર. રૂપિયા ત્રણનો રોજ મળે અને તેવું કામેય વરસના છ માસ મળે. બાકીના દિવસોમાં અર્ધે પેટે સૂઈ જવાનું. એવા કપરા તેમના દહાડા હતા. ૧૯૭૮માં ૭ રૂપિયા લઈને બેઉ જણાં અમદાવાદ શહેરમાં કામની શોધમાં આવી પહોંચ્યાં.

ઓમનગરની ચાલીમાં દાદાને ઘેર રૂપિયા પાંચ માસિક ભાડું આપીને રહ્યા. તેમનાં દાદી પ્યાલાબરણીની ફેરી કરે, જૂનાં કપડાં લાવે, ફાટ્યું-તૂટ્યું સાંધીને, કાપીકૂપીને નવા જેવાં પહેરવાલાયક કપડાં બનાવે ને ગુજરીબજારમાં તેને વેચે. દાદીએ ધંધે વળગાડ્યાં. પતિ-પત્ની બેઉં સીવવાનું શીખ્યાં તેમના પડોશીના ભાડે લીધેલા મશીન પર.

સેવા બેંકના ત્યારના બોર્ડ-ડાયરેક્ટર ચંદાબેન નાનુબેનને બેંકમાં લાવ્યાં અને રૂપિયા ૫૦૦/-ની લોન અપાવી જેમાંથી તે ખરીદી લાવ્યાં પ્યાલાં-બરણી મૂકવા એક ટોપલો, મજબૂત ચંપલની જોડ, દોરા-બટન અને ખાવાને થોડું અનાજ. નાનુબેને તેમાંથી રૂપિયા ૪૦૦/-નો ચોખ્ખો નફો કર્યો. પછી ૧૫૦૦/- રૂપિયાનું ધિરણ લીધું ને તેમની ઝૂંપડીની ફરશ સરખી કરાવી. એમ કરતાં-કરતાં આજ સુધીમાં તેમણે સેવા બેંકમાંથી અઢાર વખત ધિરાણ લીધું છે. કમાણીમાંથી તેમણે ભાડાનું ઘર પોતીકું કર્યું, છોકરી પરણાવી, પોતાના માટે બંગડી-અછોડો કરાવ્યાં, પતિને દાંતનું ચોકઠું કરાવ્યુંને તેમના ખાતામાં આજે રૂપિયા ૧૨,૦૦૦/-નું બૅલન્સ છે.

''હવે હું ખાટલા પર સૂઉં છું, માથે છાપરા-પંખો નંખાવ્યો છે, ઘરમાં અનાજ અને તેલનો સ્ટૉક છે, સાબુ-ગરમ કપડાં છે..... ધંધામાં મૂડી નાખી છે, પ્રસંગોના ખરચા સાવ બંધ કરી દીધા છે. મારાં સગાવહાલાંને કહું છું કે મારે ઘેર આવો, ખાઓ-પીઓ રહો, પણ કશું આપવા-લેવાના રિવાજની મારી પાસે આશા રાખશો નહીં... પહેલાં બધાં જ કપડાં હું ધોતી, હવે ધોબણને આપું છું. ઈસ્ત્રી માટે બીજી એકને રાખી છે અને સિલાઈ બહુ વધી જાય તો દરજીને પણ આપું છું. પણ ટોપલો તો મારે જ માથે હોં!''

આ છે નાનુ વિઠ્ઠલની વાત : 'રૂપિયા સાતથી રૂપિયા ચાર

લાખની યાત્રા'માં તેમનો ૧૮વર્ષનો જીવનહિસાબ છે. આવા ૬૦,૦૦૦ નાનાં-મોટાં નાનુબેનો સેવા બેંકની આપવીતીનાં જીવંત પાત્રો છે. આ નાનુબેનો એકબીજાના હાથ પકડી દૂસરી આઝાદીની મજલ ખુમારીથી કાપી રહ્યાં છે.

જીવુબેન જમીનવિહોણાં ખેતમજૂર, સેવા બેંકમાં જોડાયાં ત્યારે માથે ભારે દેવું. તેમણે ગાયો રાખી, બંધ સાળ દૂઝણી કરી કુટુંબનાં દેવાં ફિટાવ્યાં, બેંકબેલન્સ બોલ્યું, એટલે ઝૂંપડું પાકું કર્યું, પડોશનું ઘર ખરીદ્યું અને દીકરાને કામે લગાડ્યો. સ્વભાવે ધીરાં, મક્કમ, વિચારશીલ. તેમનાં વિચારવાણીનું વજન આસપાસ વધવા લાગ્યું. ગામની બંધ પડેલી મંડળીને મહિલા દૂધમંડળીમાં રૂપાંતરિત કરીને ધમધમતી કરી. હિસાબકિતાબ, દૂધની ફેટ માપ બધું શીખ્યાં. મંડળીના પ્રમુખ ચુંટાયાં. જીવુબેન આજે નિર્ણયો લે છે, લેવડાવે છે, ગ્રામપંચાયતમાં સામે ચાલીને સૌએ તેમને આમંત્ર્યાં અને ચુંટાયાં. હવે ગ્રામપંચાયતમાં અસરકારક થવાના પાઠ માંડ્યા છે. જીવુબેન ગુજરાત રાજ્ય મહિલા સહકારી સંઘનાં બૉર્ડ-મેમ્બર છે. એફ. ઓ., દિલ્હી તેમની દૂધનીતિની ચર્ચામાં જીવુબેનનો દાખલો વારવાંર લે છે.

પૂર્ણરોજગાર અને સ્વાવલંબન, 'સેવા'નાં બે નક્કર ધ્યેય છે. આર્થિક તાકાત અને સ્વસંગઠન ગરીબ પ્રજાને ગજબની સ્વાયત્તતા અને આઝાદીનો અનુભવ કરાવે છે.

પાર્વતીબેન, ખેતમજૂર, ૬૮ વર્ષનાં. કપડાં ફાટેલાં પણ બટવો નવો ગજીનો. અંદરથી કાઢ્યા પચીસ રૂપિયા ને આપ્યા તારાબેનને. ''રાંડીરાંડ બાઈ છું. ઘડપણમાં કોણ મને સાચવશે?'' તારાબેનના સામુ જોઈને બોલ્યાં. જાણે તારાબેન જ તેમનું ઘડપણ વીતાવી આપવાનાં ન હોય!



પાર્વતીબેનની બચતચોપડીમાં તારાબેન પચીસ રૂપિયા નોંધી આપ્યા. કુલ બૅલન્સ રૂપિયા છસો ઓગણીસે પહોંચ્યું છે તેની પાર્વતીબેનને કાનમાં કહીને જાણ કરી. તારાબેન ઝમકુબેન તરફ વળ્યાં. તેમને પૂછ્યું : "તમારી બચત આટલી ઓછી કેમ?"

"બેન, મારો દીકરો ઉઠાવી ગયો!"

લાઈનમાં બેઠાં છે રાધા, નૂરી, મિનાક્ષી, દેવલ, જમના, સમજુ, રઈ, કોકિલા.....

તારાબેન અમારી હરતી-ફરતી બેંક છે. દૂરથી તારાબેનને જુએ ને ઝૂંપડાનાં બેનો પોતાનો હપતો તૈયાર કરી દે. જુદાં-જુદાં ગામો વિસ્તારોના દિવસો નક્કી કર્યા હોય. ત્યાં પહોંચીને ઘાંટો પાડીને તારાબેન પોતાના આવ્યાનો લલકાર કરે. એક ઝાડના છાંયે બેસે, ચોપડો થેલીમાંથી કાઢે એટલામાં તો પંદર-સત્તર બહેનો ટોળે વળી જાય. બીડી, અગરબત્તી, મચ્છી, ચિંદી, ગુંદર, મીઠું - બધાંનો

વારાફરતી વારો આવે. સાંજ પડ્યે એ રોકેડ તારાબેન બેંકના કેશિયર સામે ઠાલવે ત્યારે તે દિવસની ગંધ-સુગંધ અનોખી હોય. આજે તમાકુની તો કાલે મચ્છીની! જ્યાં જાય ત્યાં તારાબેન અખૂટ વિશ્વાસ મૂકતા જાય. આખા શહેરના ૧૨ ઝોનમાં તે પરથી સેવાબેંકે મોબાઇલ શાખાઓ ખોલી. મોબાઇલ બેંકની નિયમિત વાન મોકલીને 'ઘરઆંગણે બેંકિંગ'ની વ્યવસ્થા કાયમી કરે. ખરેખર તો, સેવાબેંક તેના મકાનમાં નહીં પણ બહેનોના રહેઠાણ અને બજાર-વિસ્તારોમાં ચાલે છે. 'સેવા'ની ગ્રામીણ બેંક યોજનાનાં મૂળ પણ આ રીતની ઘરઆંગણે બેંકિંગ પદ્ધતિથી નંખાયાં છે.

હાલમાં (૧૯૯૬) ગુજરાતના ૯ જિલ્લાઓમાં થઇ લગભગ ૮૬૬ જેટલાં બહેનોનાં ગ્રામ-બચતમંડળો બહેનો જાતે જ ચલાવે છે. સમજોને કે તેમની પોતાની જ આ બેંક છે. આમ ૧૮,૦૦૦ બહેનો નિયમિત બચત કરે છે, ધિરાણ મેળવે છે, ધંધો વિકસાવે છે, જૂનાં દેવાં ફેડે છે, ગિરવે મૂકેલી જમીન છોડાવે છે, ઘરનાં સૌનાં જીવન ઊંચાં લાવે છે. ગામના ભાઇઓને વારંવાર થઇ આવે છે કે અમારે પણ આવાં મંડળો હોય તો! થઇને બહેનોની આગેવાનીની વાત! જે ગામોમાં અન્ય કોઇ જ સંગઠન પ્રવૃત્તિ નથી, ત્યાં તો મહિલા બચતમંડળો સમાજપરિવર્તનના બહોળા કામોમાં પણ સંડોવાય છે. કપાલ ગામના બચતમંડળમાં દરેક બહેને મહિને દસ રૂપિયા બચાવવાનો નિયમ કર્યો છે. આ ગામમાં પીવાના પાણીનો બોરવેલ બંધ થઇ ગયેલો. ભાઈઓનું સંચાલન હતું પણ જવાબદારી અદા કરવામાં ઢીલા રહ્યા. ભાઇઓ સવારે વહેલા ન ઊઠે, પાણીનો કર ન ભરે, ઉઘરાણી ન કરે, કરે તોય રકમ કદીક રફેદફે થઇ જાય. આમ ને આમ ચાલ્યા કરે. તેથી ગામના પાણીનું કનેક્શન કપાઇ ગયું. પાણી વિના છેવટે અગવડ તો બહેનોને જ ને!

લગ્નપ્રસંગે ખૂબ મુસીબત વર્તાય. ટેંકરો સાવ અનિયમિત. રૂપિયા દસહજાર જેટલું પાણીનું બિલ ચઢી ગયેલું. એક વખત આ પાણીની લ્હાયે બચતમંડળની મિટિંગ ન થઈ શકી. દરેકને મિટિંગમાં ગેરહાજર રહેવા બદલ મંડળનાં પ્રમુખ અમીનાબેન સહિત દંડ થયો. પછી વિચાર કર્યો કે પાણીનો મૂળ પ્રશ્ન જ કેમ ન હાથ પર લેવો! અમીનાબેનની આગેવાની હેઠળ બચતમંડળ ગાંધીનગર સુધી પાણી બોર્ડને વારંવાર સમજાવી આવ્યાં. બોર્ડે છેવટે ૨૦ ટકા રકમ માફ કરી તોય ગામે ૮૦ ટકા તો ભરવી રહીને! બચતમંડળનાં બહેનોએ ગામનાં ૫૦૦ ઘર વહેંચી લીધાં. દરેક કુટુંબના એક મોટા માથાદીઠ રૂપિયા દસની ઉઘરાણી કરી ને આમ બિલ ભર્યું. એ જ મહિનામાં પાણીનો બોર ચાલુ થયો. બહેનોને હવે તો પાણી પંચાયતનો વહીવટ પણ ફાવી ગયો છે. બિલ નિયમિત ભરાય છે, પાણી નિયમિત આવે છે.

જ્યારે જ્યારે બહેનોને વિકાસની તક મળે છે ત્યારે ત્યારે તેઓ જીવન ઉદ્ધારક પગલાં લે જ છે એવું તો બધે જ દેખાય છે. તેથી જ તો આપણાં બહેનોને દરેક સ્તરે ઘણા પ્રકારની તકો મળવી જોઈએ. અનામતની જરૂર નથી, સમાન તકની જરૂર છે.

નવાપુરા ગામનું ૭૦ સભ્યોનું મજબૂત બચતમંડળ તેના વહીવટ-સંચાલનની બાબતમાં નમૂનારૂપ ગણાય છે. ચોપડા-રજિસ્ટર-વ્યાજ ગણતરી-મિનિટ્સ-ઠરાવો બધું વ્યવસ્થિત, પરફેક્ટ. વિદેશથી પણ અભ્યાસીઓ તેની મુલાકાત લે છે અને ટ્રેનિંગ મોડ્યુલમાં ઉપયોગ કરે છે. આ મંડળનાં ધિરાણ મોટે પાયે જૂનાં દેવાં ફેડવા માટે થતાં હતાં. સામાજિક રીતરિવાજોના કૂવામાં ગળાબૂડ પરિવારો માથે દેવાં ચઢાવતા જતા હતા. સેવા બેંક તરફથી વારંવાર ઠપકો મળે કે આ બરાબર ન કહેવાય. ધિરાણનો ઉપયોગ તો ઉત્પાદક કામો માટે

ઉદ્યોગધંધો વિકસાવવામાં થવો જોઇએ. મંડળનાં પ્રમુખ કમળાબેને છેવટે હામ ભીડી ને આખરીનામું આપ્યું કે આપણા ગામમાંથી મરણ પાછળ ગામ આખું જમાડવાનો રિવાજ નાબૂદ થવો જોઇએ. સંઘર્ષની વાત લાંબી છે પણ અંતે એમ થયું. સૌનો સહકાર લેવાની આ બચતમંડળની ધૈર્યપૂર્ણ પેરવી ખરેખર જ પ્રશંસનીય છે.

આણંદ તાલુકાના શંકરપુરા ગામમાં 'સેવા'નાં આગેવાન શાન્તાબેન તમાકુના ખેતરમાં મજૂરી કરે. પાક ઊગે તેમાંથી ચોથા ભાગની મજૂરી મળે તેટલામાં શે પૂરું થાય? એમના ગામમાં બહેનોને એવી મુશ્કેલી કે લોટ દળાવવા માટે બીજે ગામ જવું પડે. ગામમાં ઘંટી હોય તો ઘણી રાહત થાય. શાન્તાબેનનું સાહસ પ્રગટ્યુ. બચતમંડળમાંથી રૂપિયા ૬૦,૦૦૦/-ની લોન લીધી ને એક બંધ પડેલી પણ નવી જેવી ઘંટી ખરીદીને પોતાના ફળિયામાં નંખાવી. ગામનાં સો ઘરનું દળણું શાન્તાબેનની ઘંટીએ જ થાય. શાન્તાબેનને મિલકત થઇ, આવક પણ થઇ. એક વિધવા ભણેલી ભત્રીજીને કામે રાખી તેને નવી રોજી પેદા થઇ અને ગામનાં બહેનોની સગવડ સધાઇ.

દરેક બચતમંડળ માસિક બચતની રકમ જાતે જ નક્કી કરી નિયમસર તેટલી બચાવે ત્યારે એ ધ્યાનમાં ખાસ રાખે છે મંડળની નાનામાં નાની બહેનને પોસાય તેટલી બચતની રકમ ઠેરવી હોય. મંડળ પોતાના મંત્રી ચૂંટે, પ્રમુખ ચૂંટે. જે દરેક પાસેથી સમયસર બચત ઉઘરાવી, દરેકની પાસબુકમાં જમા આપીને સેવા બેંકમાં જમા કરાવે. બેંકની વિકાસટુકડી ગામમાં જઇને તાલીમ આપે તથા કોઇ મુશ્કેલી હોય તો દૂર કરવામાં મદદ કરે. મિંટિંગ કેમ ચલાવવી, મિનિટ્સ કેમ લખવી, વ્યાજ કેમ ગણવું, ઝઘડો પડે તો ઉકેલ કેમ લાવવો, કઇ લોન ઉત્પાદક કહેવાય અને કઇ અનુત્પાદક - આ

બધું સાથે બેસીને શીખવે. આઠ-દસ માસમાં પદ્ધતિ ગોઠવાઇ જાય. વરસને અંતે સામાન્યસભા મળે, તેમાં નફા-ટોટાનો હિસાબ વંચાય, ડિવિડન્ડ વહેંચાય અને નવા વર્ષના આયોજન માટે ભાષણો થાય. ભાષણો કરવા માઇક પર આવતાં ગભરાય નહીં હોં, ને એક વાર ગભરાયેલી બહેન બીજી વાર ફરીથી બીજે મોકે માઇક પર આવવાની જ. આ તો 'સેવા'નો રોજનો અનુભવ. કે બહેનો ભરસભામાં પણ બોલવામાં પાછી ના પડે.

બેંકના દરેક કામમાં બહેનો સાથેનો ખૂબ જ નિકટનો, વિશ્વાસુ સંબંધ જ બેંકને યશ અપાવે છે. એ અમારી ઘરાક નથી, યુગોથી ઉપેક્ષિત રહેલી અમારી સગી બહેનો છે. કદાચિત હપતો ન ભરી શકે તો અમે તેને 'ડિફૉલ્ટર' કે 'ગુનેગાર' તરીકે નથી જોતાં. રમખાણોમાં પૂર-દુકાળમાં તેમણે ઘરબાર જ નહીં, સ્વજનો પણ ગુમાવ્યાં હોય ત્યારે ધિરાણની રકમ ભરી શક્યાં ન હોય. સવાલ તો તેમને ફરી બેઠા થવાનો હોય છે. તેથી ઘણી વાર અમે તેમને ફરી વધારાની લોન આપીને હિંમત આપીએ છીએ. જોકે હવે તો આ બધાં બહેનોએ વીમો ઉતરાવ્યો છે. એટલે આપત્તિ સામે તેમને ઠીક ટેકો મળી રહે છે.

હવે ઠેકેદારો, કોન્ટ્રાક્ટરો કે ખાનગી વ્યાજખોરો આ બહેનોની જિંદગીમાંથી લગભગ વિદાય થઇ ગયા છે. બહેનો કૌટુંબિક મિલકતનાં ભાગીદાર બન્યાં છે, તેમના પોતાના નામે જમીન અને ઘર થયાં છે. સેવા બેંકની કડક શિસ્ત છે કે ગિરવે મૂકેલાં ઘર-જમીન છોડાવવા માટે લોન લે તે ઘર-જમીનના સાત-બારના ઉતારાનાદસ્તાવેજમાં તે બહેનનું નામ દાખલ કરવામાં આવે. ઘરનો પુરુષવર્ગ અકળાય, પણ અમે કહીએ કે, 'નિયમ તે નિયમ. અમે તમને ઓળખતાં નથી, અમે તો આ બહેન અમારી સભ્ય છે જે

નિયમિત બચત કરે છે તેને ઓળખીએ. બેંક જોખમ લે તે તેના સભાસદને જોઈને, બીજાને નહીં, સૉરી!' પણ એ ભાઈ પછી માની જાય. પછી 'હોવ' કરી દે! જોકે તાલુકાના સરકારી અધિકારીઓ ઘણીવાર ભાઈઓને ચઢાવે કે જોજોને એવો દા'ડો આવશે કે તમારું બૈરું તમને તમારી જ જમીર પર પગ નહીં મૂકવા દે! પણ સત્ય છૂપું રહી શકે નહીં ને.

# ગ્રામનારીની સાહસિકતા

'સેવા'ની શરૂઆત અમદાવાદ શહેરથી થઈ, પણ વખત જતાં ગામડાંનાં બહેનો વધતાં ગયાં. 'સેવા'ના ૬૬ ટકા સભ્યો ૯ જિલ્લાઓમાં પથરાયેલાં ગામડાંના બહેનો છે. ગ્રામવિકાસનાં કામો ત્યાંનાં બહેનોના હાથે જ કરાવવાની 'સેવા'ની નેમ છે. ગ્રામસંપત્તિ-સાધનોને ઉત્પાદક બનાવી તેમાંથી ઉપજ ત્યાંની ભૂમિ પર જ વપરાય તેવા સ્પષ્ટ હેતુસર ગ્રામસેવા પ્રવૃત્તિ ચાલે છે. સૂકા પ્રદેશોમાં રોજગારી પાંખી છે. આખું વરસ કાઢવું મુશ્કેલ બનતાં વતન છોડી કુટુંબકબીલા સહિત દૂરદૂરનાં સ્થળાંતર એક લાચારી બની જાય છે ત્યારે સ્ત્રી-બાળકોની તો સૌથી બૂરી હાલત થાય છે. સ્થળાંતર સાચે જ એક કરુણ ઘટના છે. સ્થાનિક પરિસ્થિતિ જ એવી કાં ન સર્જવી કે રોજીની તકો ત્યાં જ ઊભી થાય ને સાધનો પણ ત્યાં જ જળવાઈ રહે. પર્યાવરણનો વિકાસ પણ માણસ વતનમાં રહેશે તો થશે, નહીં તો એ ભૂમિ વધુ ને વધુ પડતર થતી જશે ને પરિસ્થિતિ વણસતી જશે.

ગુજરાતના ૯ જિલ્લાઓમાં, ૩૪ તાલુકાઓનાં ૬૫૦ ગામડાંમાં કુલ ૧,૦૭,૫૩૧ સભ્ય-બહેનો 'સેવા'ની નાનીમોટી પ્રવૃત્તિમાં જોડાયેલાં છે તેમાં ૫૨ ટકા સભ્યો ખેતી, ખેતમજૂર છે, ૨૦ ટકા ભરતકામ કારીગરો છે; ઉપરાંત પશુપાલકો, મીઠાકામદારો તથા વનવાસી છે. બનાસકાંઠા, કચ્છ જિલ્લાનાં ગામડાં સૂકાભઠ્ઠ રણપ્રદેશો છે. ત્યાં પાંચ વર્ષ નીચેના કેટલાંય એવાં બાળકો છે કે જેમણે વરસાદનું ટીપું ભાળ્યું નથી, તો કાદવમાં છબછબ કરવાની તો વાત જ કયાં? અમદાવાદ જિલ્લામાં થોડો વરસાદ ખરો પણ સ્થળાંતરની લાચારી તો ત્યાં પણ.

એક દિવસ રેડિયો પર લઘુતમ વેતનના કાયદામાં ખેતમજૂરીને દાખલ કર્યાની સરકારી જાહેરાત થઈ તેના આધારે (૧૯૭૬) ધોળકા તાલુકાનાં ગામોમાંથી 'સેવા'નાં બહેનો સહિત અન્ય ભાઈઓએ ખેડૂત પાસે કાયદેસરની મજૂરીની માગણી કરી. લડત ઠીકઠીક ચાલી. એક ખેતરમાં અંધારી રાતે અમારે માર પણ ખાવો પડેલો. કાયદેસર મજૂરીની ચૂકવણી થઈ ખરી પણ રાત પડ્યે માલિકને ઘેર ડરના માર્યા ચૂપચાપ પૂરી રકમ જઈને પાછી આપી પણ આવેલા, સામસામે કેસો થયેલા, જેનો હજી અંત નથી આવ્યો. પણ પાટાપિંડીથી દવાખાનામાં પડેલાં અમે પાઠ પહેલો એ ભણ્યાં કે ગ્રામવિસ્તારમાં શહેર જેવી યુનિયનબાજી ન ચાલે. ગામડામાં જ્યાં રોજગારીની ખેંચ છે, અર્થાત્ કામ શોધતા મજૂરો ઉભરાય છે ત્યાં મજૂરોમાં સોદાશક્તિ નહીંવત જ રહેવાની, ગામડામાં મૂળે તો રોજગારીની તકો ખૂબ મોટા પ્રમાણમાં ઊભી કરવાની જરૂર છે. ત્યારથી 'સેવા'એ ગામડાંમાં સ્વરોજગારીના મોટા કાર્યક્રમો ઉપાડ્યા. યુનિયન સાથે સહકારી મંડળીઓને જોડી. ગામમાં સ્વીકૃતિ પામવામાં 'સેવા'ની આ રણનીતિ અનેક રીતે બહુ કાયદાકારક નીવડી.

જિલ્લાનાં બહેનોની જરૂરિયાત મુજબ જે તે વિસ્તારમાં પ્રવૃત્તિઓ વળાંક લેતી હોય છે. જેમકે, અમદાવાદ જિલ્લામાં પશુપાલન અને દૂધ વ્યવસાયની પ્રવૃત્તિ વિકાસ પામી અને ૩૫ મહિલા દૂધમંડળીઓ રચાઈ. બનાસકાંઠામાં રણને વધતું અટકાવવા તથા સ્થળાંતર રોકવા પ્રત્યે મુખ્ય લક્ષ અપાયું. ખેડા જિલ્લામાં તમાકુનાં ખેતરો તથા ખળીમાં કામ કરતાં બહેનોને સંગઠિત કરી મજૂર-કાયદાનો લાભ અપાવવા લડત કરી. ઉપરાંત બધે જ બચત, બાલસેવા, આરોગ્યસેવા તથા હાઉસિંગના કાર્યક્રમો ખૂબ વિકસાવ્યા. વડોદરા જિલ્લામાં, સુખી નદી પર બંધાયેલ ડૅમથી ડૂબમાં ગયેલાં ગામોના કુટુંબનાં બહેનોની આગેવાની હેઠળ આર્થિક પુનઃવસવાટનું સરકારનું કામ બહેનોને મધ્યમાં રાખીને 'સેવા'એ હાથમાં લીધું. સાબરકાંઠા જિલ્લામાં સ્થાનિક કુટુંબોની ખેતીમાં ઉત્પાદકતા વધારવાના હેતુથી બહેનોની આગેવાની હેઠળ જળસ્રાવના કાર્યક્રમો લીધા. સુરેન્દ્રનગર જિલ્લામાં મોટા પાયે મીઠાના વ્યવસાયમાં રોકાયેલાં કામદારોના સર્વાંગી વિકાસનું કામ તેમની બાલસેવા દ્વારા શરૂ કર્યું. કચ્છ જિલ્લામાં હસ્તકારીગરોને સંગઠિત કરી, તેમને સીધું જ બજાર-જોડાણ મળી રહે તેવા માળખાની રચના કરી.

કલોલ તાલુકાના ગણેશપુરામાં 'વનલક્ષ્મી' નામની ભૂમિહીન ખેતમજૂર-બહેનોની જમીન-મંડળી રચવામાં આવી. પંચાયતના ઠરાવ હેઠળ ૧૦ એકર જમીન મેળવીને બહેનોએ વનલક્ષ્મી મંડળી સ્થાપી. જમીનના પ્લૉટ બહેનોએ સમજીને વહેંચી લીધા. ખેતીવાડીની કૉલેજ પાસે તાલીમ લીધી અને હજુ લેતાં જાય છે ને જમીનમાંથી ઉપજ વધારતાં જાય છે. રોકડિયો પાક, દૂધમંડળી માટે સામૂહિક ઘાસચારો તથા અનાજ-શાકભાજીનું સુંદર સમતોલન તેમના ખેતીકામમાં જોવા મળે છે. ઢોર રાખ્યાં છે. ખાતર પણ

પોતાનું જ. એક પ્લાસ્ટિક મઢેલું તળાવ બનાવીને વરસાદનાંપાણીને ઝીલી લીધું છે, જેમાં વરસના આઠ નવેક મહિના પાણી જળવાઈ રહે છે. એગ્રો ઇન્ડસ્ટ્રીમાંથી નવાં સાધનો ખરીદ્યાં તેમાં શિરમોર સમા પાવર-ટીલર, નાનકડું ટ્રેક્ટર જ ને. સમુબેન અને જશીબેન સાડલાની પાટલી ઊંચી ખોસી માટીના ગોટા ઉડાડતાં જમીન કાપે છે. માથેથી છેડો પડી જાય, નાયલોનની સાડી સરકતી જાય - આ અડચણો ક્યારે દૂર થશે - પણ એ તો આડવાત થઈ. કાન્તાબેન પેસ્ટીસાઈડનો પંપ ખભે લટકાવી છંટકાવ કરે.

"આ મંડળી થઈ તો મને જમીનમાલિક થવાની તક મળી ને", શાન્તાબેન કહે છે.

શાળાના વિદ્યાર્થીઓથી માંડીને વિશ્વબેંકના ઉપ-પ્રમુખ તેમ જ ઉચ્ચ વન અધિકારીઓની મુલાકાતો 'વનલક્ષ્મી' માટે હવે નવીનતા નથી રહી. કેમકે 'વનલક્ષ્મી'ને 'મૉડલ ફાર્મ' તરીકે ખેતીવાડી ખાતાએ ગણાવ્યું છે.

સ્ત્રીઓને વારસામાં મળેલી જમીન પ્રાપ્ત થાય તે માટે એક સંગીન લડતની જરૂર છે. હર જમીનના સાત-બારના ઉતારામાં પતિ જોડે પત્નીનું નામ શા માટે દાખલ કરવામાં ન આવે? સેવા બેંક જ્યારે ગિરવે મૂકેલી જમીન છોડાવવા સભ્ય-બહેનને ધિરાણ આપે છે ત્યારે આ બાબતમાં તેનો આગ્રહ રાખે છે, અને તેમાં આંશિક સફળતા મળી છે. પરંતુ, મુદ્દો કાનૂની છે. પત્નીનું નામ દાખલ કરાવવા માટે પતિએ અરજી કરવી પડે છે. પત્નીની અરજીનું વજૂદ નથી. સેવા બેંકનો મહત્ત્વનો અનુભવ એ રહ્યો છે કે જ્યાં-જ્યાં સ્ત્રીનું નામ જોડે દાખલ કર્યું છે ત્યાં એ જમીન ફરી ગિરવે રખાઈ નથી. ડાહ્યાભાઈ કહે છે કે, 'એની (પત્નીની) સહી વગર હું મારી જમીન ગિરવે મૂકી શકતો નથી. સારું થયું કે એનું નામ જોડે

મુકાયું. નહીં તો હું તો ફટ દઈને લસરકો લગાવી દઉં ને ગિરવે મૂકી દઉં એવો છું? હસ્તો, ખભેખભો મિલાવીને હારેજોડે સ્ત્રી પણ ખેતીકામ કરે છે તો તેનો પણ ખેતર પર અધિકાર તો ખરો જ ને!

પાણીનું પણ એવું જ છે. પાણી પણ ઉત્પાદક મિલકત નથી? પાણીના સંચાલનનો અધિકાર પણ ગામની સ્ત્રીઓને હોવો જોઈએ. તેઓ માત્ર પાણીનાં વાપરનાર (ઉપભોક્તા) જ ન રહે, બહેનો પાણીનાં સંચાલક-માલિક પણ હોય, તે વાત નીતિકારોને સમજાવવાની છે. સ્ત્રીના હાથમાં કુટુંબની મિલકત વધુ સુરક્ષિત છે. સ્ત્રીના હાથમાં આવેલી રોકડ રકમ સીધી જ કુટુંબના રોટી-કપડાં-બચ્ચાં માટે વપરાય છે. માટે જ સરકારને, બેંકોને કહેવાનું કે રોકડ તેમ જ મિલકત સ્ત્રીના નામમાં જવા દો.

બોડેલીના આદિવાસીઓનાં ગામ-વતન સૂખી નહેર બંધાતાં ડૂબમાં ગયાં. આવા સાત ગામોનાં રહેવાસીઓના આર્થિક જીવનનું પુનઃસ્થાપન કરવાનું હતું. તે કામ ગુજરાત સરકાર તરફથી 'સેવા'ને સોંપવામાં આવ્યું. 'સેવા'ને તો કોઈપણ પ્રશ્નના ઉકેલમાં બહેનો જ દેખાય. વિશ્વાસ પણ બહેનોનો જ થાય. તમામ સરકારી યોજનાઓની સાથે બહેનોને કુટુંબો સાથે જોડીને પહેલાં તો નવાં ગામોની જગ્યામાં તેમને સ્થિર કર્યાં. સિંચાઈવિભાગ જોડે સંઘર્ષ કરીને ખેતીનાં પાણીની સગવડ ઊભી કરી. સૂખી નહેરના પુનઃ સ્થાપિતોનું સૂખી મહિલા એસોસિયેશન રચ્યું. તે હવે નર્સરીમાં રોપોઉછેર કરીને ખુલ્લા બજારમાં રોપા વેચે છે ને સ્થાનિક હરિયાળી પ્રસારે છે. મરઘાંઉછેરનાં તેમનાં એકમો નફાકારક છે. ટામેટાંની ખેતી શીખ્યાં કરી પણ ખરી, પરંતુ મુંબઈની બજારનો ઑર્ડર રદ થતાં ખોટમાં ગયાં. બચત-ધિરાણ મંડળી બનાવી છે, ઘોડિયાંઘર સ્થાપ્યાં છે, સેવા બેંકની જૂથ વીમા યોજનામાં જોડાયાં છે, વડોદરા

કલેક્ટર સુધી વાતની રજૂઆત આ બહેનો કરે છે. (સારાંશ, સરકારનાં સાધનોનો વેળે વેળે તેઓએ સારો ઉપયોગ કર્યો છે.) પરંતુ, પાંચ પાંચ વર્ષ પછી પણ હજુ સ્થાનિક પંચાયતનાં ગામો સાથે સુમેળ બેઠો નથી. સદા 'બહારનાં તત્ત્વ' તરીકે જ ઓળખાય છે. કવિતાબેન (જેમને પહેલાં બધાં 'કવલી' કહીને બોલાવતાં) ઍસોસિયેશનનાં પ્રમુખ કહે છે, ''બધી વાતે મને જ બધા પૂછવા આવે! આજે સવારે અમારા ભાઈઓ મને સિમેન્ટનો ભાવ પૂછવા આવ્યા! કાલે મને પૂછે કે સિંચાઈ પ્રધાનનું નામ શું છે? બધું જ્ઞાન જાણે મારે જ રાખવાનું!?''

''તમે શું જવાબ આપ્યો?''

''મેં કહ્યું કે સિમેન્ટનો ભાવ કાલે કહીશ. હું સામા ગામના કંટ્રાટીને પૂછી રાખીશ. પ્રધાનનું નામ તો મને ખબર છે. અંજનાબેન જોડે અમે એમને મળવા ગયેલાં એક વાર પાણીની બાબતમાં.''

વડદલા ગામની કોરે ડુંગર છે. પૂરો પથ્થરનો ડુંગર. દર વરસે કોઈ કોન્ટ્રાકટર આવે, જમીન લીઝ પર લઈને પોતાનો ધંધો કરે. ગામલોકને મજૂરી મળે, બહારનાંઓ મફતના ભાવે પથ્થર કાઢી જાય, શહેરોમાં રસ્તા બંધાય, મકાનો ચણાય. સ્થાનિક આદિવાસીઓ તો હતાં ત્યાંના ત્યાં જ રહે. સૂખી મહિલા મંડળે કવિતાબેનની આગેવાની હેઠળ પથ્થરની કામદાર મંડળી બાંધી, નામ આપ્યું: 'કસ્તૂરબા મંડળી'. કેમ કે તેમના તમામનાં ઘરોમાં છબી હોય તો એકમાત્ર કસ્તૂરબાની! ને છબી વગર બત્તી ન થાય ને બત્તી વિના નવું કામ ન થાય! કલેક્ટરને ત્યાંથી કેટલીયે વાર પ્રપોઝલ પાછી આવી કે આદિવાસી બહેનોને તે વળી શું આવડે? કહે કે તમે કુટુંબ નિયોજનનો પ્રોજેકટ લો. છેવટે મંડળી રજિસ્ટર થઈ. સેવા બેંકમાંથી ધિરાણ લીધું, પથ્થર કાઢવાનું ચાલુ થયું, 'હવે ડુંગરા પણ અમારા,

પથ્થર પણ અમારા, મજૂરી પણ અમારી.'

ઉત્તર ગુજરાતના છેક છેવાડાના આથમણા તાલુકા સાંતલપુરનાં આ ગામડાં છે. "ચોરાડના રણની કોંધીનાં ગામું આ તો, બુન. આ વગડામાં અમે તો કાંટામાં રીએ, ગામની પાદરે ભાળી નથી ત્યાં રાધનપુર ક્યાં આવીએ? મિંટિંગ કેવી ને વાત કેવી?" કેસરબેન સંગઠનમાં જોડાવા આનાકાની કરે છે. રાધનપુરમાં ગુંદરના ભાવવધારાની એ સૌપ્રથમ મિંટિંગ હતી ૧૯૯૨ના ફેબ્રુઆરીમાં.

સાંતલપુર તાલુકાના છેવાડાના રણનાં ૧૫ ગામોમાં જંગલમાં ગુંદર વીણવાનો મુખ્ય વ્યવસાય છે. ત્યાંના ૩,૦૦૦ જેટલાં બહેનો 'સેવા'માં જોડાયાં છે. તેમના આગેવાન રાણબેન આજે 'સેવા'ની કારોબારીમાં ચુંટાયેલાં સભ્ય છે. ગુંદરના ભાવવધારાની તેઓની લડત જાણે કે અનંત છે. ગુંદરનો કિલોએ રૂપિયા ચાર ભાવ હતો તેને વધારાવીને થયો રૂપિયા ૬/-, ૮/-, ૧૨/-! ગુંદર વીણનાર ખુશહાલ. બચત પણ કરવા લાગ્યાં. ત્યાં ન જાણે કેમ સરકારે ગુંદર આયાત કર્યો, તેથી સ્વાભાવિકપણે જ નિગમમાં સ્થાનિક ગુંદરનો ભરાવો થઈ ગયો. ગુંદર તો ચોંટી જાય ને નકામો થવા લાગ્યો. ભાવ ગગડીને રૂ. ૬/- થઈ ગયો! ગુંદર તો રાષ્ટ્રીયકૃત સરકારી ચીજ કહેવાય તેથી આ વનઉપજ તો વન નિગમને જ વીણીને આપવી પડે. ખુલ્લા બજારમાં એ જ ગુંદરનો ભાવ ચાલે છે કિલોના રૂ. ૨૬/-! હવે લડત છે કે અમને ગુંદર ખુલ્લા બજારમાં વેચવા દો! હાલ દેશવિખ્યાત ઉદારીકરણની નીતિ શું નાના માણસોને નથી લાગુ પડતી? માત્ર માટો ઉદ્યોગપતિ અને વેપારીઓને જ તેનો લાભ આપવાનો છે વારું!

બનાસકાંઠા જેવા રણપ્રદેશમાં નર્સરી ઉછેરવાનું કામ નાના પ્રોજેક્ટના રૂપે શરૂ કરેલું, ત્યારની કરપીણ વીતકકથા હૈયું

હચમચાવી દે તેવી છે. રોપા ઉછરે પણ કેવી રીતે? પાણીની તંગી, ગરમ લૂ, રોપા બિચારા સાવ દુબળા. પણ સામે બહેનોની ધીરજ પેલા કરોળિયાને જાણે શરમાવે તેવી. ફરી-ફરી બી વાવે, દૂરથી બેડે-બેડે પાણી લાવીને સીંચે, છાયોં બનાવે લાકડાનો, ઘાસનો, ઉજાગરા કરી ટેન્કરો મંગાવી પાણી પાય. પાંચમે વર્ષે નર્સરી ઉછેર સફળ થયો. સ્થાનિક ખેતીવાડીની યુનિવર્સિટીની મદદ લીધી. તેમને માટે પણ રણમાં નર્સરીનો આ પ્રથમ પ્રયોગ હતો. વન વિભાગ આટલાં વર્ષોથી નર્સરીઉછેર કરતો હતો, પણ માત્ર કાગળ ઉપર, તે છતું થઇ ગયું! તેમના વિરોધનો પાર ન રહ્યો, કેમ કે ગામના છોકરા નર્સરી જૂથ પાસે જ્યારે વન વિભાગ તરફથી રોપા લેવા આવ્યા ત્યારે બહેનોએ રોપા વેચ્યાની પહોંચ માગી! મહિલા નિગમના ઇન્સ્પેક્ટર  ફૂટપટ્ટી લઇને રોપેરોપો માપવા લાગ્યા! રોપો બાર ઇંચને બદલે દસ ઇંચનો હોય તો યોજનાના નિયમ મુજબ સહાય ન મળે! રણમાં રોપાઉછેર માટે શાબાશી આપવાની તો ક્યાં રહી! પણ આજે જ્યારે ૧૫ લાખ રોપાથી હરિયાળી ફેલાઇ છે ત્યારે યશ લેવા સૌ તૈયાર છે. ભલે, વાંધો નહીં! બનાસકાંઠાના દ્વાકરાજૂથ એસોશિયેશનનું સૂત્ર છે કે ગામેગામ ત્રણ ચીજો સ્થાપો : ભરત ઉદ્યોગ, રોપાઉછેર અને ખેત-તલાવડી.

બેજિંગમાં યુનોની વિશ્વ મહિલા પરિષદ મળેલી. તેમાં 'સેવા'નું પ્રતિનિધિમંડળ ખાસ્સું ૧૭ બહેનોનું હતું : ૧૨ આગેવાનો, ૫ કાર્યકર્તાઓ. ૧૭માં બે સિવાય બધાં જ ગામડાંનાં બહેનો હતાં, જેમણે ભારે રમૂજ ઉપજાવેલી. ગામમાં તો શેર થઇને ફરતાં શેરગઢનાં સમુબેને પહેલવહેલી વાર બહુમાળી ઇમારત જોઇ. ઇમારત પ્રત્યે એટલો અહોભાવ બતાવે જાણે કે એ સ્વર્ગની સીડી જ ન હોય! બધાંને સલાહ આપે કે જોજો અકેલાં ન ફરશો, નહીં

તો સરગે પહોંચી જશો. બાળકની જેમ મોટાંની આંગળી ઝાલીને જ ચાલે. તેમની જોડે આંતરનેશનાં રાણબાઇ, જેમણે કયારેય હરિયાળી જ જોયેલી નહીં. જ્યારે ચીનની દીવાલ- 'ગ્રેટ વૉલ' - જોવા ગયાં ત્યારે દૂરથી પર્વત પરની ઝાડી જોઇને કહે કે 'હેં શરીફા, આ ડુંગરા પર લીલું ખડ નથી. આ તો ઝાડવાં છે હોં, ઝાડવાં છે! કેવો નસીબદાર મલક છે!' દુનિયા ભલે ચીનની દીવાલને અજાયબી ગણાવે પણ રાણબાઇને મન તો એમને ડુંગરા પરનાં વૃક્ષો દુનિયાની એક અજાયબી હતી. ગણેશપુરાનાં સમુબેન ચીનની પ્રજાને જોઇ જ રહે, ''માળા, બધાં જ સરખા! ભાઇઓ ને બેનો વાળ પણ સરખા ને કપડાંય સરખા. કપાળમાં ચાંદલો તો કરતાં જ નથી.'' ત્યાં જમવામાં નૂડલ્સ જોઇ હાથ જોડી ભાવપૂર્વક પગે લાગ્યાં, ''આ તો નાગદેવતા કહેવાય, કેમ કરી ખવાય બેન!'' ગામમાં બધાંએ કહેલું યાદ આવ્યું કે ચીનમાં તો લોક બધુંય ખાય, સાપ ને ઉંદર, બધુંય! સમુબેન વિમાનમાં આખી રાત જાગતાં જ રહ્યાં. જોડે બેઠેલ શ્યામ આફ્રિકન બાનુને પુરુષ જ સમજી બેઠેલાં! તે પારકા પુરુષની જોડાજોડ કેમ ઉંઘાય વારુ!

ગ્રામસેવાનાં કામોમાં ગ્રામીણ નારીની સાહસિકતા તો પૂરવાર થઇ જ છે, પરંતુ અવરોધો એવા પહાડ જેવા છે કે એકલા સંગઠન પહાડને હલાવી ન શકે. મુખ્ય અવરોધોમાં એક તો ઉદારીકરણ રોજગારીની  તકો ઊભી કરવામાં ઉદારીકરણના લીધે મોટો ફટકો પડ્યો છે. ઉપરાંત હસ્તકલાનો કાચો માલ નિકાસ થવાની નીતિને કારણે મોંઘો થયો છે અને તેથી હાથકારીગરીની બનાવટો પણ મોંઘી થઇ છે. વધતી જતી હરીફાઇવાળા બજારોમાં ટકી રહેવા ભારે જહેમત ઉઠાવવી પડે છે. ડિઝાઇનની ચોરી તે વળી એક નવી સમસ્યા. સ્ક્રીનપ્રિન્ટમાં આભલાભરત, પેચવર્ક, કલમકારી, બાટિકની

નકલ તો હવે બજારમાં અડધી કિંમતે આવી ગઇ છે! આધુનિક માર્કેટિંગ માટેનો ખર્ચો ગરીબ કારીગરોને ક્યાં સુધી પોસાશે એ પણ પ્રશ્ન છે.

તેવી જ રીતે, ખેડા તથા મહેસાણા જિલ્લામાં ખેતીના કામમાં 'હાર્વેસ્ટર' જેવાં મશીનોનો ઉપયોગ થવાથી ખેતમજૂરીની રોજી છિનવાતી જાય છે. સાથે સાથે ખેતીમાં પાકની જાત પણ બદલાઇ છે, રોકડિયા પાક તરફ જવાથી પણ મજૂરો માટે કામ મળવું અઘરું બનતું જાય છે.

સરકારની વારંવાર બદલાતી નીતિને કારણે બહેનો પર અવળી અસર થાય છે. બહેનોનાં દ્વાકરાજૂથોને ફાળવવામાં આવેલ જમીન સરકારને પરત કરવી પડી. સ્વાશ્રયી બહેનોની મહેનત, રોકાણ બધું જ એળે ગયું.

સ્ત્રીઓની સૌથી મોટી સમસ્યા છે તેમના રોજગારની નોંધણી. જે નોંધાય નહીં તે યોજનામાં આવે નહીં. સરકારી આંકડાઓ માત્ર સાતમા ભાગની સ્ત્રીઓને જ રોજગારી કરતી નોંધે છે. રોજગારીમાં કમર તોડતી છ ભાગની સ્ત્રીઓ હજુય (નૉન વર્કર) બેરોજગાર તરીકે નોંધાતી આવી છે. અને વાસ્તવમાં, આ છ ભાગવાળાં બહેનો જ દેશના અર્થતંત્રને ધમધમતું રાખે છે, રાષ્ટ્રીય આવકમાં ફાળો આપે છે.

આ છે ૧૦ કરોડ સ્ત્રીઓ જેમનાં કામો છે ખેતી, પશુપાલન, દૂધ ઉત્પાદન, મત્સ્યોદ્યોગ, વનીકરણ, રેશમ, વણાટ, હાથકારીગરી, અને વિધવિધ પ્રકારની સેવાઓ. તેઓની આંકડાકીય ઉપેક્ષા કાં? આ એક ધરાર, પાયાનો અન્યાય છે! આંકડાનો વિરોધાભાસ છે આથી વ્યાપક અને મુદ્દાનો સવાલ ઊભો થાય છે કે સ્ત્રીઓનું 'કામ' કોને કહેવું? ગોરાદેવીનો જ દાખલો લઈએ.

ગોરાદેવીનો એક સામાન્ય કાર્યદિન તપાસીએ : ઉત્તરપ્રદેશના ડુંગરાળ ઠંડા પ્રદેશના એ ગામમાં આજે વહેલા મળસ્કે ઊઠીને ગોરાદેવીએ ઘરનું વાસીદું વાળ્યું. ચાર વ્હેરીને ભેંસને નીર્યો, કોઢમાં છાણ-વાસીદું કર્યું, ચૂલો સળગાવ્યો, છોકરાં માટે ખાવાનું કર્યું, તેમને ખવડાવીને નિશાળે મોકલ્યાં. ધાવતું બાળ પીઠે બાંધ્યું, દિવસના અજવાળામાં કામો પતાવવાનાં. સસરાને ખવડાવી તેમની મોતિયાવાળી આંખમાં ટીપાં મૂકીને ખેતરે ગયાં. ડુંગરની પગથિયા-ખેતી, ઉપરાંત અખરોટ અને સફરજનનાં ઝાડોની સારવાર કરી. ઝરામાંથી ત્રણ ફેરામાં છ ઘડા પીવાનું પાણી ઘર માટે ભર્યું, તેમાંથી બે ઘડા ઢોર માટે. ચાર વાઢ્યો. ચાર અને ઇંધણ માથે લીધાં, પીઠે નાનું બાળ. ડુંગર ચઢવા લાગ્યાં. ઘેર પહોંચ્યાં ત્યારે સંધ્યાકાળ થઇ ગયો. જલદીથી ચૂલા પર ભાત મૂક્યો, છોકરાંને જમાડ્યા, ઢબૂરીને સૂવાડ્યાં, સસરાને જમાડ્યા, ઢોરને છેલ્લું નીર્યું ને પછી ગોરાદેવી સૂતાં. તેમના પતિ તળેટીના શહેરમાં એક લાટીમાં નોકરી કરે છે. રજામાં આવે. ત્યારે ભાઇબંધો જોડે રજા ભોગવે. પહાડી પ્રદેશોનું અર્થતંત્ર સ્ત્રીઓથી જ ચાલે છે તેવું અર્થશાસ્ત્રીઓ કહે છે - લખે છે ખરા, પણ તે સ્ત્રીઓની ભાવિ વિશે વિચારતા નથી કે નથી આયોજન કરતા.આમ સ્ત્રીઓની આ એક ગંભીર સમસ્યા છે.

ગોરાદેવીઓ 'બેરોજગાર' તરીકે ગણાય છે આંકડાગણતરીમાં, એ સમસ્યા પર હવે સ્ત્રી-અર્થશાસ્ત્રીઓએ દુનિયાનું ધ્યાન દોરવા માંડ્યું છે. પણ, તેનો ઉકેલ હજુ બાકી છે, આધુનિક અર્થશાસ્ત્ર રોકડ પૈસાના બદલામાં થયેલ કામને જ કામ ગણે છે. જ્યારે સ્ત્રીઓ મોટાભાગે અવેતન, અસંગઠિત, ઘરખાતા ક્ષેત્રોમાં કામ કરતી હોવાથી તેમના હજારો પ્રકારનાં કામો 'કામ'ની ગણતરીમાં આવતાં નથી. વળી, કુટુંબસેવાનાં કામોને કોઇ કિંમતનું લેબલ લગાવેલું ન



હોય ને! ગોરાદેવી અંધ સસરાની સંભાળ લે તેનું કોઈ પ્રાઈસલેબલ હોય? બેંગલોર જઈને તેની બીમાર સાસુની ખડેપગે રાતદિન સારવાર કરે છે. સગુણા મદ્રાસમાં શાળામાં જઈને શિક્ષક પાસેથી જાણીને તેના દીકરાને ઘરે ભણાવે છે ગાંધીનગરનાં શકીબેન તેના કુટુંબની સુખાકારી માટે શ્રીનાથજીની બાધા રાખે છે (બાધા ફળે છે). મણિપુરની રાનીદેવી પડોશની અનાથ બાળકને રોજ જમાડે છે... આવાં છે ભારતીય સ્ત્રીઓનાં કામ અને તેમનાં જીવન. જીવનની વિરાટ ચાદર નિરપેક્ષભાવે સંસ્કારગત સુજ્ઞ બની વણ્યે જાય છે ત્યારે ભારતવર્ષના સંસારમાં ઘેરઘેર રોજ સાંજ પડ્યે દીવો બળે છે. આ ભારતીય નારીઓનાં કામોનો હિસાબ કરવા બેસીએ તો ભગવાન પણ દેવાળું કાઢે. આ દેવીઓ કોઈ બદલાની અપેક્ષા રાખતી નથી, પરંતુ જ્યારે તેની સંદતર અવગણના થઈને દમન

અને અત્યાચારની ભોગ બને છે, સમાજ અને સરકાર બેઉનો માર ખાય છે ત્યારે એનો આત્મા કકળી ઊઠે છે.

અલબત્ત, ભારતના બંધારણમાં તો સ્ત્રી-ગૌરવ અને સ્ત્રી-સમાનતાને મૂળભૂત ગણ્યાં છે, તેથી જ, તેના પોકાર વ્યર્થ ગયા નથી. આ છેલ્લા દશકાઓમાં તેણે એક 'અવાજ' પ્રાપ્ત કર્યો છે. નિર્બળ અને સબળ બહેનો ભેગી મળી છે, ભાઈઓનો સાથ સહકાર મળ્યો છે. પરિણામે સ્ત્રી રક્ષણાત્મક કાયદાઓ થયા છે. સમાનતાના સિદ્ધાંતે શિક્ષણ-તાલીમ, સાંસ્કૃતિક ક્ષેત્રે અનેકવિધ સગવડો ઊભી કરવામાં આવી છે જેનો લાભ બહેનો હોંશભેર લઈ રહ્યાં છે. પણ હજુ ઘણું-ઘણું બાકી છે તે કેમ ભુલાય?

'સેવા'નાં સભ્યો અને 'સેવા'ની પ્રવૃત્તિઓને સ્પષ્ટપણે શહેર અને ગામડામાં અલગ પાડવાં ઘણાં મુશ્કેલ છે, લગભગ અશક્ય. અને એવા વિભાજનની જરૂર પણ કેટલી તેવો પ્રશ્ન સ્વાભાવિક રીતે થાય છે. ગામડાં ભાંગી શહેર થાય અને શહેરની કમાણી ગામ ઊભું કરે, બેઉ પરસ્પર આધારિત છે તેની ખાતરી કરાવતું સેવા-સભ્ય-આગેવાન અંબાબેનનું જીવન જરા વિગતથી જોઈએ?

રસ્તેથી કાગળ વીણનાર અંબાબેન આજે આ પૃથ્વી પર હયાત નથી, પણ તેમના આ શબ્દો, 'સેવા'માં હજુ ગૂંજ્યા કરે છે : એક ટીવી-ઈન્ટરવ્યૂમાં તેમણે અંતમાં એવું કહેલું કે, ''પણ હવે તો અમે કાગળમાંથી'લૉટ ઑફ' રૂપિયા કમાઈએ છીએ!'' કોઈને થશે કે કેવી રીતે લૉટ ઑફ કમાતાં હશે, અને તે વળી કાગળના ડૂચામાંથી? પરંતુ ગરીબને મન તો થોડાઘણા રૂપિયા ખાધે-પીધે વધે એટલે જાણે બહુ-બહુ થઈ ગયા. અંબાબેનની આપવીતી આમ છે :

''મારો જન્મ ઊંઝા પાસેના વિઠ્ઠોલ ગામે થયો હતો. મારા બાપાને ચાર ભાઈઓ, તેની વચ્ચે હું અકેલી જ બાળકી, એટલે

કેટલી વહાલી હોય! મારી બા મને તેડીને મારે સાસરે પાટણ ગામ આવેલી. આમ તો મારા બાપા પહેલાં અમદાવાદમાં મિલમાં નોકરી કરતા હતા. તેમણે મિલની નોકરી છોડીને પાટણમાં ધંધો શરૂ કર્યો. ધંધો હાડકાંનો હતો, એટલે કે મરેલાં ઢોરનાં હાડકાં ભેગાં કરીને ડબ્બામાં પેક કરીને પરદેશ મોકલતા હતા. ચાર જણની ભાગીદારીમાં ધંધો ખૂબ સરસ ચાલતો હતો. રહેવા માટે અમારે સારું મકાન, મારી બાને ત્રણ-ત્રણ જોડ જુદા-જુદા ઘાટના દાગીના. ઘેર ઢોર, બળદિયા હતા. ગામડામાં તો પહેલાના વખતમાં છોકરીઓને તો ક્યાં ભણાવતા હતા! પણ મારા બાપા કહે કે મારે તો અંબાને ભણાવવી છે. હું નિશાળે જતી દફતર ટાંગીને ને ગામમાં બધા જોઇ રહેતા. પણ કુદરતને કે કોઇકને આ મંજૂર નહીં હોય કે શું તે....!

''એક વરસ વેપારમાં ખૂબ જ મંદી આવી ગઇ. હાડકાં મફતના ભાવમાં કશેકથી આવવા માંડ્યાં (કદાચ વિદેશથી આયાત), તેથી અમારાં હાડકાં ઓછે ભાવે વેચી દેવાં પડ્યાં. લાખ રૂપિયાની ખોટ ગઇ મારા બાપાને. ત્યારે તો લાખની કેટલી કિંમત હતી! બધું વેચવું પડ્યું. ને ઉપરથી પૈસા ભરવાના આવ્યા. મકાન પણ વેચવું પડ્યું. પછી ઝૂંપડામાં રહેવા આવ્યાં.

''મારા બાપા માંદા પડ્યા. બા એકલી ખેતરમાં દા'ડીએ જાય. મેં અને મારી બહેને નિશાળ છોડીને બા જોડે ખેતરે જવા માંડ્યું. મારા બાપાએ હપ્પુચુ કામે જવાનું બંધ કર્યું. મારી બા ખેતરમાં ઘઉં, જુવાર, બાજરી, તમાકુ રોપવા જાય, તેમાં અમે મદદ કરીએ. અમે પાંચ વીઘાં જમીન રાખેલી. તેના પર મહેનત કરીને અમે દેવું ભરતાં ગયાં. દેવું પત્યું એટલે જરા હાહ લીધો. પછી એક માજીનું ઘર પંદરસો રૂપિયામાં લીધું. ત્યાં મારો એક ભાઇ ઓરીની માંદગીમાં

મરી ગયો. એક ભાઇ રહ્યો તે ભણે ને રળે બેઉ. ત્યારે અમે ખાવા જેટલું કમાઇ લેતાં.

"લગ્ન! લગ્ન તો મને તેડીને પરણાવેલી. ઘરવાળા શહેરમાં કાગળ વીણતા અને મિલમાં બદલીઓ ભરતા. સાસરિયાં સારા સ્વભાવનાં. સસરા થોડે-થોડે દિવસે ગામડે ખેતી કરતાં-કરતાં અમારી ખબર લેવા આવતા

"હું નગરી મિલમાં કામે રહી. ત્યાં ન ફાવ્યું તેથી દાળની મિલમાં જગા માંડી. એ કારખાનું સારું હતું. કાયદાવાળું હતું. શેઠિયો પણ સારો. સાત વાગ્યે સવારે પહોંચી જવાનું, સાડા ત્રણે છૂટવાનું. શેઠિયો ઓવરટાઇમ કરીએ તો પાંચ રૂપિયા આપે. ત્યાંય ઓચિંતી મંદી આવી તો શેઠિયો તૂટી ગયો. મિલ વેચી દીધી. સામો કેસ થયો. અમને પંદર બહેનોને બે-ચાર હજાર રૂપિયાનું વળતર મળ્યું. ૧૭ વર્ષ આવી નોકરી કરી હવે શું? પરચૂરણ કામ કરી લઉં.

"મારે ચાર બાળકો, એક બેબી. સુવાવડ તો મારાં સાસુ જ કરાવતાં તેથી મને છોકરાં ક્યારે જન્મ્યાં ને ક્યારે મોટાં થઇ ગયાં તે યાદ નથી.

"વળી કરુણ બનાવ બન્યો એમાં અમારી ટૂંકી બુદ્ધિનું ને અમારી મૂર્ખતાનું પ્રદર્શન છે. કોઇના લગ્નમાં જવાનું હતું. મારા પતિ જ્યાં કામ કરતા, તા ત્યાંથી રજા ન મળે. રજા મેળવવા આંગળીએ બ્લેડના કાપા મારી લોહી વહેતી આંગળી શેઠને બતાવી, રજા લઇ ખુશ થતાં લગનમાં ગયાં. ત્યાં ખૂબ નાચ્યા, ખૂબ ખાધું. પણ ત્રીજે દા'ડે ધનુર થયું ને તરત જ મરી ગયા. લાશ ઘેર અમદાવાદ આવી ત્યારે મને ખબર પડી.

"મારે જિંદગી તો કાઢવાની ને? મિલ બંધ થઈ ગઈ, પતિ મરી ગયા, બાળકો નાનાં. કેવી કરુણ સ્થિતિ, મારી દયા મારે જ ખાવાની

રહી. મારા પતિ પહેલાં ખાટલા ભરવાનું સૂતર વણતા તે મેં જોયેલું કરેલું નહીં. પણ આવડશે કરીને શરૂ કર્યું. રોજનું ત્રણ કિલો સૂતર વણતી. વળી રોજ સવારે રેલવેના કોલસા સસ્તા મળતા તે થેલીમાં ભરીને શેરીએ-શેરીએ ફરીને વેચતી. દોઢ રૂપયિાની થેલી અઢી રૂપિયામાં વેચતી. એમાંથી ચાર-પાંચ રૂપિયા રોજ મળી જતા, તેમાં સૂતરના વીસ-પચીસ ઉમેરીને ઘર ચલાવતી હતી.

''એ વખતે 'સેવા'માં મારી કાકી-સાસુ ડાહી આવતી-જતી. તેણે મને સંગઠનમાં જોડી. તાલીમમાં ગઈ. મારું નામ પૂછે તો મારાથી નામ ન બોલાય. આ તે તાલીમ કેવી તે આખો દા'ડો મારું નામ બોલાવ્યો રાખ્યું. હાંચું, ત્રણ દા'ડે ખુદનું નામ બોલવાની હિંમત આવી ને સમજોને કે એ પછી હિંમતની ગાડી મારી ધડોડડ ચાલી.. ત્યારે 'સેવા'ની શરૂશરૂની બેંક. મેં બચત કરી, પાંચ સો રૂપિયાની લોન લીધી. સૂતરના થેલાનું રૂપિયા પાંચસોનું બિલ મેં ત્યારે બનાવેલું. પાંચ મણના એ થેલામાંથી નહીં નહીં તોયે રૂપિયા ૧૦૦૦/-થી ૧૫૦૦/- હું કમાઈ હોઈશ. મહિનામાં તો હું એક થેલો પાંચ મણનો ખલાસ કરી દેતી. પછી તો છ મહિનામાં મેં લોન ભરી દીધી. ફરીથી ૧૫૦૦/-ની લોન આપી, પછી ૩૦૦૦/-ની. અત્યારે મારે ૧૦,૦૦૦/-ની લોન ચાલે છે. તે વખતે મેં મકાન લીધું, રિપેરિંગ કરાવ્યું.

''રોજ 'સેવા'માં આવવાનો ચસકો લાગી ગયો. સૂતર અને કોલસાનું અરધું કામ મારી વહુને શીખવાડ્યું. મને કાગળ વીણનારી બેનોમાં રસ પડવા લાગ્યો. પહેલાં સોરઠ મિલ, પછી લાલ મિલમાં બે બીજી બેનો ને ત્રીજી હું એમ અમે કાગળ વીણવા જવા લાગ્યાં.

''મારા વરની જગ્યા ઉપર મને લેવી જોઈતી'તી. પણ મને ન લીધી. તેનો સાહેબ સારો નહોતો. મને અંદર બોલાવતો. મને

' મનમાં બહુ જ ઠેરી ગઇ છે. એક દા'ડો તેને બતાવી આપવાની છું.

"'સેવા'માં હીરાબેન, ડાહીબેન, અને અમે ચાલીએ-ચાલીએ ફરીએ ને સંગઠન બાંધીએ. બેનોની તાલીમો કરીએ. મોટેથી નામ ફરી-ફરીને બોલાવીએ. મઝા આવે. મારે હાથે બહુ બહેનોને કામ મળ્યું. કામ અપાવવા જેવું બીજું પુણ્ય નથી આ દુનિયામાં એટલું હું તો સમજું.

"વેપારીઓ અમારી કાગળની મંડળી પાછળ પડી ગયેલા. 'સેવા' થકી કેટલી મહેનતે સરકારી ઑફિસોમાં વેસ્ટ પેપર બાસ્કેટના કાગળો ઉપાડવાનો અધિકાર આપતો જી.આર. (સરકારી ઠરાવ) અમે પામેલા તે વેપારીઓને બહુ ચૂંકે. એક વાર તો તેઓ એવા અમારી સામે પડેલા કે અમારે અઠવાડિયું કામ બંધ થઇ ગયેલું. વેપારીઓ અમારી સામે સ્ટે લાવ્યા. કોરટનાં લાફરાં બહુ જ ખોટાં. પછી તો અમેય એટલે કે અમારી મંડળી વેપારી થઇ. ટેન્ડર ભરીને અમે કોન્ટ્રેક્ટ લીધો, ડિપોઝિટ ભરી. હાલ ૧૩૨૫ નાની-મોટી ઑફિસોમાંથી કાગળ લઇએ, કેટલીબધી બેનોને કામ મળ્યું છે. ફરી ઝઘડો, ફરી સમાધાન. પણ હવે અમે ઘડાઇ ગયાં. પારકાંનો ઝઘડો પતાવી આપવાને હું એક નંબર. પહેલાં તો ઑફિસોમાં પેસવા ન દે, હવે તો મુખ્યમંત્રીની ચેમ્બરમાં પહોંચી જઇએ. અમને બેસાડે, સાંભળે, કામમાં શક્ય તેટલી મદદ પણ કરે.

"ઘર માલિકીનું છે. મારા પોતાને નામે છે. ગામડે પણ મેં ઘર લીધું છે, મારી કમાણીમાંથી, મારા ગામમાં હરિજનવાસ અને ભંગીવાસમાં મેં કૂવા કરાવી આપ્યા છે. 'સેવા'ની મદદથી બંધ પડેલી શાળા ખોલાવી આપી. મહિલા દૂધમંડળીના પ્રયાસ ચાલે છે.

હવે, આ અંબાબેનને શહેરનાં કહેવાં કે ગામડાનાં? કમાવાનું, રહેવાનું શહેરમાં પણ દિલ ગામડામાં, વતનમાં.

# પૂર્ણ રોજગાર

'સેવા' સંસ્થા ૧૯૭૨માં સ્થપાયેલું મજૂર સંગઠન છે. તેની સભ્ય-સંખ્યા ૨,૧૨,૦૧૬ છે. ગુજરાતમાં ૧,૬૨,૭૮૧. ઉપરાંત મધ્યપ્રદેશ, ઉત્તરપ્રદેશ, બિહાર, કેરળ. વિદેશમાં દક્ષિણ આફ્રિકામાં 'સેવા'ની સગી ભગિની 'સેવુ' છે. ૬૬ ટકા સભ્યો ગ્રામીણ, ૩૪ ટકા શહેરી. ધંધામજૂરીના પ્રમાણ મુજબ ૭ ટકા ફેરી-ટોપલાં વેચવાવાળાં, ૩૪ ટકા ઘરખાતા અને ૫૯ ટકા મહેનતમજૂરીસેવા કરનારાં બહેનો. કોમવાર ૧/૩ હરિજન, ૧/૩ મુસ્લિમ. 'સેવા' યુનિયન ઉપરાંત વિવિધ પ્રકારની સહકારી મંડળીઓ દ્વારા પણ શ્રમિક બહેનોને સંગઠિત કરે છે. આજે 'સેવા' થકી રચાયેલ ૭૧ સહકારી મંડળીઓ ચાલે છે, જે પ્રત્યેક સ્વાયત્ત, સ્વતંત્ર છે. મંડળીઓ પાંચ પ્રકારની છે : દૂધમંડળીઓ, જમીન આધારિત મંડળીઓ, મજૂરમંડળીઓ, ઔદ્યોગિક મંડળીઓ અને સેવામંડળીઓ. તેમાં સૌની શિરમોર સમાન મહિલા સેવા સહકારી બેંક લિ., પ્યારું નામઃ સેવા બેંક.

યુનિયન અને સહકારીનો સંલગ્ન સંબંધ એ 'સેવા'ની રણનીતિ રહી છે. અર્થતંત્રમાં અસંગઠિતવર્ગના શ્રમિકોની હાજરી દશ્યમાન કરવા તથા પ્રશ્નોને ઉઠાવવા માટે આ સંલગ્ન પ્રયાસની નીતિ અમને ઉપકારક નીવડી છે.

'સેવા'ની દરેક પ્રવૃતિનું ધ્યેય બે લક્ષો હાંસલ કરવા તરફ રહે છે : પૂર્ણ રોજગાર અને સ્વાવલંબન. પૂર્ણ રોજગાર એટલે કે એવો રોજગાર કે જેમાં 'સેવા'ના સભ્યને કુટુંબ સ્તરે આવકની ખાતરી હોય, ખોરાકની ખાતરી અને સામાજિક સલામતીની ખાતરી. સામાજિક સલામતી એટલે કે કમસે કમ આરોગ્ય, બાળસેવા અને

રહેઠાણ. આ છે પૂર્ણ રોજગાર. તે પ્રાપ્ત ન થાય ત્યાં સુધી 'સેવા'ને ચેન ન પડે. આખરે તો પૂર્ણ રોજગાર શા માટે? સ્વાવલંબન જ આખરી ધ્યેય છે. સ્વાવલંબન બે પ્રકારનું : આર્થિક રીતે સ્વાવલંબી અને બીજું નિર્ણય લેવામાં સ્વાવલંબી. વ્યક્તિગત જીવનમાં તેમ જ સમૂહ સ્તરે નિર્ણય લેવાની સ્વતંત્ર વિચારશક્તિ એ જ આઝાદીની સાચી પારાશીશી છે.

બીડી વાળનાર કમલા, 'સેવા'ની કાબેલ યુનિયન-સંગઠન, તેના પદ્મશાળી સમાજની પ્રમુખ છે. તમાકુના આંતરરાષ્ટ્રીય યુનિયનની એશિયા કમિટીમાં સભ્ય ચૂંટાઇ છે. મેક-ગીલ યુનિવર્સિટીના ડેવલપમેન્ટ પરના વિષયના અભ્યાસક્રમમાં આ કમલાનું સ્થાન છે. ઇન્ટરનેશનલ વિમેન્સ કમિટી (હોંગકોંગ)ની કારોબારીમાં બેસતાં દરિયાપુરનાં કરીમાબીબી, પોતે ચાંદી-કામદાર, લેબર કમિશનરની સમક્ષ ભાવવધારાની વાટાઘાટોમાં, સામે પક્ષે માલિકોના પ્રતિનિધિ તેમના સગા ભાઇ સાથે, બેધડક કામદારોનો કેસ લડે છે. મને ત્યારે મજૂર મહાજનનાં સ્થાપક અનસૂયાબહેન યાદ આવી જાય છે.

જ્યારે બહેનો આર્થિક ધોરણે સંગઠિત થાય છે ત્યારે તેમનું આત્મદર્શન બદલાય છે. તે પોતે 'કામદાર', 'ઉત્પાદક', 'આંત્રપ્રેનર', 'વેપારી' છે, નહિ કે માત્ર, 'ગૃહિણી' કે કોઇની પત્ની યા માતા. દેશમાં ધમધમતા અર્થતંત્રમાં તેમનો મહત્ત્વનો ફાળો છે ને તેમાં ભાગ માગવાનો, તેને ઘાટ આપવાનો તેમનો અધિકાર છે, તેની પ્રતીતિ તેમને થાય છે, કહો કે 'સેવા'માં કરાવવામાં આવે છે. પરિણામે સામૂહિક ધોરણે જીવનના સંઘર્ષ અને વિકાસના પાયા મંડાય છે. અલબત્ત, આ વિકાસયાત્રામાં કેટલાક પ્રશ્નો પતે છે, જ્યારે નવા બીજા અનેક ઊભા થાય છે. સંઘર્ષ ચાલુ રહે છે.

અમે મુખ્ય પ્રવાહમાં છીએ એની ગણના કરાવવા, 'સેવા'એ

શ્રમજીવીના તળપદા-ગ્રાસરૂટ-પ્રશ્નો હંમેશાં, રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય સ્તર સાથે જોડવાની વ્યૂહરચના રાખી છે, જેમ વિશ્વગુર્જરી દર વર્ષે આવાં સંધાણ યોજે છે.

લડાયક રૂડીબેન વડાપ્રધાન સામે પણ 'લડી' આવ્યાં, ને વળી ઑસ્ટ્રેલિયામાં આંતરરાષ્ટ્રીય વન સંરક્ષણ પરિષદમાં પણ તેમણે કહ્યું કે, "જંગલોનું નારીકરણ કરો. જંગલો સ્ત્રીઓને સોંપી દો. વનવાસી સ્ત્રીઓના હાથમાં તે વધુ સુરક્ષિત રહેશે." તમાકુનાં ખળી-કામદાર બશીરન શ્રીમતી ક્લિંટનને જાહેરસભામાં કહેતાં ડગડગ્યાં નહિ કે હવે હું ખળી-માલિક કે પોલીસ કે મારા ધણીથી ડરતી નથી. રણવિસ્તારમાં 'સેવા'ની શક્તિ-પેકેટની યોજનાનું વર્ણન રાણબાઈના મોઢે સાંભળતાં આયર્લૅન્ડનાં પ્રમુખ મેરી રૉબિન્સન મુગ્ધ થઈ ગયાં હતાં.

નવા દેશ દક્ષિણ આફ્રિકાના બંધારણમાં સ્ટ્રીટ વેન્ડિંગને મૂળભૂત અધિકાર તરીકે સ્થાપિત કરવામાં, અમારી ડર્બન 'સેવા' (સેવુ)નો જ ફાળો રહ્યો છે. દિલ્હીમાં 'વિમેન્સ વર્લ્ડ બેંકિંગ'ની આંતરરાષ્ટ્રીય ફોરમ, જેમાં નેધરલૅન્ડ, જર્મની, અમેરિકા સહિત પંદર દેશોના નાણાંમંત્રીઓના પોલિસીફોરમમાં ઉદ્‌ઘાટન પ્રસંગે આપણા ત્રણદરવાજા, પૂરીબજારનાં ચંદાબેન જાગરિયા 'કી-નોટ સ્પીચ' આપે છે. તેમના વક્તવ્યનાં અવતરણો ત્રણેય દિવસની બેઠકોમાં ચર્ચાય છે. વિડિયોસેવાની શ્રમજીવી વિડિયો ટીમ બાંગ્લાદેશ નિયમિત તાલીમ આપવા જાય છે. પાકિસ્તાનનાં અખ્તરબાનુ દર વર્ષે કાપડ પર વેજિટેબલ ડાયિંગ ટેકનિકની તાલીમ લેવા તેમની દસ્તકાર ટીમને અહીં છીપાબહેનોની આબોદાના મંડળી પાસે મોકલે છે. ન્યૂયૉર્કની શહેરી ગરીબીના ઉપાય શોધવા ન્યૂયૉર્ક સિટી કાઉન્સિલ મને પૂછે છે : ગરીબી-નિવારણમાં ગરીબો કઈ રીતે

ભાગ લઇ શકે? આ બધાંનું કારણ શું? કારણ દુનિયા ગરીબીનો ઉકેલ શોધે છે, કદાચ, તેનો જવાબ 'સેવા'માં મળી રહેશે.

ઉપરોક્ત બે નક્કર લક્ષ્યોને પહોંચવા માટે 'સેવા'ની પ્રવૃત્તિઓમાં કેટલીક મુખ્ય પ્રવૃતિઓનો સમાવેશ થાય છે : ગ્રામવિકાસ, બેંકિંગ, આરોગ્ય, બાલસેવા, રહેણાક, વીમો, તાલીમ-શિક્ષણ, કાનૂની સહાય, સહકારી સંગઠનોનો વિકાસ, અને રાષ્ટ્રીય આંતરરાષ્ટ્રીય જોડાણો દ્વારા નીતિ-બદલાવ.

સભ્ય-બહેનોને મન 'સેવા' શું છે? કેવા વિધવિધ સ્વરૂપે તે 'સેવા'ને જુએ છે તે વાત એક સ્વમૂલ્યાંકનમાંથી બહાર આવેલી :

''સેવા' એટલે અમે જ, પારકાં ઓછાં?''

''સેવા' અમારે મન ભગવાન છે, અમારી મંડળી તે પૂજારી, અને અમે બહેનો સેવિકાઓ છીએ.''

''સેવા' એક ઇમારત છે. અમે કાર્યકર્તાઓ તેનાં ઇંટ ચણતર. ઇમારત સૌને આશ્રય આપે.''

''અમે મોર છીએ. રાષ્ટ્રીય પક્ષી જેમ અમે રાષ્ટ્રીય છીએ. અમે ગૌરવવાન છીએ.''

'સેવા'નું સંસ્થાકીય માળખું સુરેખ રીતે સમજાવવું અઘરું છે. જેમ-જેમ જરૂર પડતી ગઇ તેમ-તેમ પ્રવૃત્તિઓ શરૂ થઇ, વિકસી, પછી સ્વતંત્ર થઇ. 'સેવા' વડના ઝાડ જેવી છે. એ ઇમારત નથી કે પગથિયાં, માળ, છજું, અગાસી, બધુ સ્પષ્ટ દેખાય. 'સેવા'વડને તો મજબૂત થડ, વડવાઇઓ અનેક, લાખો પાંદડાં. કાપો તોય મરે નહીં.

નિત્ય નવી હવા 'સેવા'માં પ્રસરતી રહે છે. બહાર મોટો દરિયો છે. બહેનો ઉલેચે છે દરિયો, મંથન કરીને અમૃતસાર કાઢે છે. દરિયામાં ઘણુંબધું છે : તેમનાં અપાર અનુભવો, જરૂરિયાતો,

અપેક્ષાઓ, સપનાં, ભય, ચિંતાઓ, મૈત્રી અને દુશ્મનીઓ. નિત્ય નવાં અવનવાં મંડળો રચાય છે તેમાંનાં કેટલાંક નોંધણી કરાવવા જાય છે, ઘણાં પાછાં પડે છે. બનાસકાંઠાના ૧૦૦ ગામડાંની દ્વાકરા સરકારી યોજના છે. જેમાં ગરીબ બહેનો પોતાનાં ઉત્પાદક મંડળો બાંધે છે. આ ફેડરેશન હસ્તકારીગર બહેનોનું છે. દ્વાકરાજૂથે રચેલુ ફેડરેશનનું આજે કુલ ઉત્પાદન તથા વેચાણ દ્વારા દોઢ કરોડનું બિઝનેસ થવા જાય છે. એક કૉર્પોરેટ કંપની જ જોઇ લ્યોને! પણ અંકુશ કોઇ એકનો નહીં પણ સામૂહિક ધોરણે સભ્યોનો જ . નફો કોઈ એકના ખીસામાં ન જાય, એ વહેંચાય સૌ સભ્યોમાં.બજારમાં આની હાજરીની નોંધ લેવાયા વગર રહે?

આ બધા ઉત્સાહની પાછળ અનેકાનેક નિષ્ફળતાઓ, નિરાશાઓ, અધીરાઈઓ સમાયેલી છે એ હકીકત પણ એટલી જ સાચી છે. શ્રમિક બહેનો એક સમરસ પ્રજા નથી. જ્ઞાતિએ, વર્ગે, ધંધે, ભાષાએ, ભણતરે, રહેણી-કરણીએ તેઓ ભિન્ન-વિભિન્ન છે. સર્વસામાન્ય બાબત માત્ર એ છે કે તે સૌ ગરીબ છે અને સ્ત્રી છે. ગરીબીની પીડા અને સ્ત્રીશરીરમર્યાદાની પીડા સૌને નડે છે. તેમને સંગઠિત રહેવું બહુ અઘરું પડે છે. ટાંચાં સાધનોમાં સૌની પડાપડી.

'સેવા'ના વાતાવરણમાંથી ઘેર જાય ત્યારે વળી પુરુષવર્ગનું સ્થાપેલું વાતાવરણ જીરવવાનું - આ બેઉનું સમતુલન કરીને પોતાનો રાહ અપનાવવો તેમને બહુ અઘરો પડે છે. સંઘબળ કેળવ્યું છે, થોડો પરચો બતાવ્યો છે તેનાથી તેમનાં જીવન ઊંચે ઊઠ્યાં છે એ ખરું, પણ બાહ્ય પરિબળો તો બેકાબૂ છે. તેથી હજુય રોજગારીની તકો ઝૂંટવાતી જાય છે, એકબાજુ મજૂરીના દર ઊંચા લાવે છે પણ બીજી બાજુ રૂપિયાની કિંમત ઘટે છે. ઠેકેદારી પદ્ધતિ, અફસરોનો અંકુશ, પોલીસોની દાદાગીરી, ધર્મના નામે ઝેરી પ્રચાર ગરીબની

ટૂંકી આવકમાં મોટો ભાગ પડાવે છે, અને ગરીબની એકતાને તોડે છે.

સ્ત્રી-શરીરનો દુરૂપયોગ કરીને ભડક પ્રસરાવવાની રીત પરાપૂર્વથી ચાલી આવી છે. રક્ષક જ ભક્ષક બને છે ત્યારે ગરીબ સ્ત્રીઓ આર્થિક અને સામાજિક રીતે ભાંગી પડે છે. સામે કોઇ ઊજળું ભવિષ્ય દેખાતું નથી. નથી ગરીબ બહેનો માટે નવાં તકનિકી સાધનો કે નથી તેમની તાલીમોની વ્યવસ્થા. નવા જ્ઞાનનાં દ્વાર જડબેસલાક બંધ છે. એ જ ચૂલા ને દળણાં ને કૂવા-હવાડા લાખો ગરીબ સ્ત્રીઓને લલાટે હજુ પણ લખાયેલાં છે. ગરીબી, નિરક્ષરતા, નીચી ઉત્પાદકતા, ભેદભાવયુક્ત નીચાં વેતન, પેટિયું રળવાનો રોજિંદો સંઘર્ષ, વધુ બાળકો, નબળું સ્વાસ્થ્ય અને વધતી બેરોજગારી - જે ઘટમાળ ગરીબને વધુ ગરીબી તરફ દોરી જાય છે.

આ ચક્રને ક્યાંક તોડવું રહ્યું. વચ્ચે જબરજસ્ત મોટો વિશાળ હસ્તક્ષેપ કરીને ગરીબીનું ચક્ર નિશ્ચે ક્યાંક થંભાવી દેવું પડે. ગરીબોનાં પોતાનાં સંગઠનો અનિવાર્ય છે તે ખરું, પણ તે પૂરતું  નથી જ. એકલે હાથે તે કેટલી લડત કરે- તેમને બાહ્ય ટેકાની બહુ જરૂર છે. બહારના મોટા અસરકારક હસ્તક્ષેપ ખૂબ જરૂરી છે. માત્ર સરકારી જ નહીં, પણ સમગ્ર સમાજના ટેકાની. તો જ પ્રજાતંત્રીય આઝાદીનો પ્રજાને લાભ મળ્યો ગણાય.

અસરકારક અને સંખ્યાબળ ધરાવતું ગરીબોનું સંગઠન જોઇને સહુ રાજકીય પક્ષ લલચાય ને લાભ ઉઠાવવા તલસે. ત્યારે 'સેવા'એ ખાંડાની ધાર પર ચાલવું રહ્યું. એક પક્ષ તરફ ભૂલેચૂકે પણ જો ઢળતું દેખાયું તો અન્ય તમામ પક્ષો વિરોધી થઇ જાય. અને સંયમ રાખવામાં અજાણતાં પણ ગોથું ખાધું છે ત્યારે અવશ્ય 'સેવા'એ માર પણ ખાધો છે, અને તેમાંથી પાઠ શીખવા મળ્યા છે.

# આરોગ્ય

ગુજરાતનાં શ્રમજીવી બહેનો પોતાના સ્વાસ્થ્યને કઇ રીતે જુએ છે? અનાજબજારના માથોડાંને કમર અને પગનો દુખાવો તો ચાલુ જ. 'મને તો બસ ભોંય પર લાંબાં થઇને પડી જ રહેવાનું મન થાય છે.' ભંગારમાં લાવેલી સિમેન્ટની થેલીઓને નવી કરતાં બહેનો ફરિયાદ કરે છે કે તેમની આંગળીઓ બુઠ્ઠી થઇ જાય છે ને આંખો સતત બળ્યા કરે છે : ''ખોળાના મારા બાળને આ સિમેન્ટની રજ થી કોઇ બચાવી લ્યો.'' ઝૂંપડવાસી બહેનો સિવિલ હૉસ્પિટલના દવાખાનાના ધક્કાથી કંટાળી જાય છે : ''મારો દા'ડો પડે છે તેનું શું?'' ગામડાંનાં કારીગર-બહેનોનો બરડો ફાટે ને આંખો દુઃખે પથ્થર ફોડનારાંને પણ પીઠદર્દ સતાવે : ''ખાનગી ડૉકટરો બહુ પૈસા લે છે''. વિશિષ્ટ રીતે ફોલેલા મગફળીનાં દાણા(એચ.પી.એસ.) ગુજરાતને વિદેશી હૂંડિયામણ કમાવી આપે ખરું પણ એને બહેનો હોઠેથી ફોલે જેથી ખાસ બીજનું અંકુર અકબંધ જળવાઇ રહે. ત્યારે બહેનોના હોઠ એવા છોલાઇ જાય કે સિઝન દરમિયાન એક કપ ચા પણ પી ન શકે. કાલાં ફોલનાર બહેનોનાં આંગળાં કપાય. કપાસની ગરમીથી માસિક સ્રાવ અનિયમિત થાય. માલથી ભરેલી લારી ખેંચનાર બહેનોને હાલતે-ચાલતે ગર્ભપાત થાય, ચાર રસ્તે પોલીસનો 'થોભો' થતાં હાથલારી અટકાવવા જાય ત્યાં ઢાળ પર પગ ઘૂંટણેથી ભાંગી જવાના અકસ્માત તો સામાન્ય.માનસિક પ્રતારણા ઘણી. બેરોજગારી અને ગરીબીને કારણે સતત ચિંતા રહે કે કાલે કામ નહીં મળે તો છોકરાંને ખવડાવવું શું? માલમિલકતનો અભાવ, પતિની બદીઓ, અજાણ્યા એકાકી કાર્યવિસ્તારમાં બળાત્કારનો સદા ઝૂમતો ભય, વ્યાજખોરોની - ઠેકેદારોની કનડગત, વારેવારે ગૌરવભંગના પ્રસંગો,

- આ બધાં કારણોસર પણ ગરીબ શ્રમજીવીઓનાં માનસિક લાગણીતંત્ર સદા તંગ રહે.

ખાજાબીબી ચીંદીમાંથી ખોળો બનાવવાનું કામ કરતાં હતાં. ચાર બાળકો મૂકીને તેના પતિ ગુજરી ગયેલ. તે મિલમાંથી આવતા નકામા જુદી-જુદી જાતના કાપડના ટુકડાને જુદા પાડી ટુકડા સાંધીને પેચવર્કની ખોળો બનાવતાં હતાં. તેમનાં બધાં સાથીદાર બહેનોએ ભેગાં મળીને 'સબીના' નામે સહકારી મંડળી બનાવી.જેથી સ્થાનિક વેપારીઓ નંગના ભાવે મજૂરી આપી તેમનું શોષણ કરતા, જે ન કરી શકે અને સીધું જ બજારમાં વેચાણ કરી શકે.

ઘણા લાંબા સમયથી ખાજાબીબી ક્ષયરોગથી પીડાતાં હતાં. જ્યારે તે 'સેવા'ની આરોગ્ય ટીમને મળ્યાં કે તરત જ તેમને ટી.બી. હૉસ્પિટલમાં લઇ જઇને દવાઓ મેળવી આપી. પરંતુ તેમનો રોગ છેલ્લા સ્ટેજમાં હોવાથી ખૂબ જ મોડું થઇ ગયું હતું. ખાજાબીબી તેમનાં બાળકોના સારા ભવિષ્ય માટે જીવવા માંગતાં હતાં પરંતુ એ બચી શક્યાં નહિ.

ભાનુબહેન બીડી-કામદાર - 'સેવા'નાં આગેવાન બહેન સમજાવે છે કે ''જ્યાં સુધી અમે કામ કરીએ ત્યાં સુધી અમે સારી રીતે જીવી શકીએ છીએ.'' બીજું, વારંવાર બહેનો જણાવે છે કે, ''બહેન, અમે પેટ માટે કામ કરીએ.''

ગામની વાત કરીએ કે ઝૂંપડપટ્ટીની, બહેનો સતત કામ તથા કામની સલામતીની, એટલે આવકની સુરક્ષાની શોધમાં હોય છે. આ સિવાય બહેનોને ખોરાક અંગેની અને સામાજિક સુરક્ષાની જરૂર છે. સામાજિક સુરક્ષામાં બહેનોને ઓછામાં ઓછી સ્વાસ્થ્યસેવા, બાળસેવા અને રહેઠાણની જરૂર છે. ગરીબ શ્રમજીવી બહેનો કુટુંબ નિયોજનને વધારે અગ્રિમતા નથી આપતાં. ખરું જોતાં ગરીબ

બહેનાના કુટુંબ નિયોજન વિશે વિચારો ભણેલા, મધ્યમવર્ગ કરતાં તદ્દન જુદા છે. સુમનબહેન - દાતણ વેચનાર બહેન હવે સ્વાસ્થ્ય-સેવિકા છે તે કહે છે, "અમારામાં એવુંને બહેન, પાંચ-છ છોકરાં જોઈએ. જેથી કરી ત્રણ-ચાર જીવે. અમે કામે જઈએ ત્યારે છોકરાંને જોડે લઈ જઈએ. એક છોકરું કેડ ઉપર, એક આંગળી પકડે, અને એક છોકરું અંદર, અમે ગરીબ બહેનો આવી રીતે જીવીએ."

ગરીબ બહેનો તેમના જીવનમાં સંઘર્ષ કર્યા કરે છે અને તેમના જેવા કામદારો વચ્ચે રહે છે. તેઓનું કુટુંબ તો મોટું હોય અને બાળ-મૃત્યુનું પ્રમાણ પણ વધુ હોય. તેમના જીવનમાં આવું તો રોજે રોજે બનતું જોવા મળે છે. આ પરિસ્થિતિમાં તેમના રૂઢ થઈ ગયેલા વિચારો બદલવા સમય લાગે છે. તેમના રોજના અનુભવમાં પરિવર્તન આવે ત્યારે જ તે વિચારતાં થાય.

મહિલા જૂથો, સ્વાસ્થ્યસેવા આપતી સંસ્થાઓ તથા સંશોધન દ્વારા જાણવા મળે છે કે પોતાના કુટુંબનું નિયોજન બહેનોના હાથમાં નથી. જે રીતે સામાજિક અને આર્થિક પરિસ્થિતિ તેમના હાથમાં નથી તે જ રીતે પોતનું શરીર પણ તેમના હાથમાં નથી. આ બહેનોની વાસ્તવિકતા છે જેને તે સ્વીકારે છે. આપણા પુરુષપ્રધાન સમાજમાં આપણા દેશની પરંપરાગત સંસ્કૃતિ જોતાં આ તમામ બાબતો પુરુષના હાથમાં જ હોય છે.

આવી પરિસ્થિતિ બદલવાની પ્રક્રિયા ધીમી અને અઘરી છે. વ્યક્તિગત અને સામાજિક સ્તરે પરિવર્તનની જરૂર છે અને તે થઈ શકે છે. જ્યારે બહેનો આર્થિક રીતે સદ્ધર થાય અને તેમને કામ અને આવકની ખાતરી મળે ત્યારે સમાજ-પરિવર્તન થાય છે. તેઓ પોતાના ભવિષ્ય માટે પણ આયોજન કરે છે. આવું પરિવર્તન આવે છે ત્યારે બહેનો પોતાની ગણતરી કરે છે, કુટુંબમાં અને

સમાજમાં તેમનો અગત્યનો ફાળો ગણાય. બહેનો ભેગાં મળીને સંગઠિત થાય છે અને પોતાની સમસ્યા જાતે હલ કરતાં થાય છે તેમ જ સમાજમાં તથા અર્થતંત્રમાં તેમની આગેવાની વધે છે.

'સેવા'એ કરેલ એક અભ્યાસ દર્શાવે છે કે, સંગઠન કરવાથી બહેનોના વ્યક્તિગત દૃષ્ટિકોણમાં ફરક પડે છે. આનું કારણ બહેનો ઘરમાંથી બહાર નીકળી બીજાં બહેનોને મળે છે, નવી માહિતી મેળવે છે અને બહારની દુનિયામાં ઉપલબ્ધ સેવાઓનો લાભ લેતાં થાય છે. આ જ અભ્યાસથી આપણને જાણ થાય છે કે કાર્યસુરક્ષા મળવાથી બહેનો આશાવાદી બને છે અને પોતાના ભાવિ માટે આયોજન કરતાં થાય છે.

આ બહેનોમાં નિયોજન અંગે નિર્ણયશક્તિ નથી હોતી પરંતુ ખાનગી અને સરકારી આરોગ્ય-કાર્યકરો સાથે સંપર્કમાં આવે છે ત્યારે તેઓનું વર્તન અને વલણ બહેનોતરફી હોતાં નથી. તેઓ બહેનોને લાચાર, અજ્ઞાન અને દયાદાનની જરૂરતવાળાં તરીકે જુએ છે. તે કાર્યકરો બહેનોનાં સ્વાસ્થ્યના અનુભવો અને જરૂરિયાતો સમજવા પ્રયત્ન નથી કરતા.

સ્વાસ્થ્ય કે તંદુરસ્તી કાંઈ એવી ચીજ છે કે જે કોઈ કોઈને ભેટ આપી શકે? 'સેવા'એ મોટે પાયે સ્થાનિક આરોગ્યસેવિકાઓ તૈયાર કરી છે જે જાતે જ પોતાના ગામનાં બહેનોની પ્રાથમિક સ્વાસ્થ્ય સેવા કરી શકે છે. તેઓની તાલીમો લગાતાર અને ઘનિષ્ટ. આરોગ્ય શિક્ષણ પણ આપે ને સારવાર તથા દવાઓ પણ આપે. જે ગામોમાં દાયણ બહેનને તાલીમ આપી આરોગ્યસેવિકા તરીકે તૈયાર કરી છે ત્યાં આરોગ્યકામ વધુ સારી રીતે ખીલી ઊઠ્યું છે.

આરોગ્યશિક્ષણમાં પોષક આહારનું જ્ઞાન મહત્ત્વનું છે, પણ તેવો પોષકઆહાર મળવો પણ જોઈએ ને? રેશનની દુકાનો ગામમાં

જ થોડી હોય છે? ખરીદશક્તિ પણ જોઇએ ને? બનાસકાંઠાના સાંતલપુરનાં ગામોમાં  એક શક્તિપેકેટની યોજના પાંચ વર્ષથી ચલાવવામાં આવે છે જેનો અનુભવ બહુ ઉપયોગી નીવડ્યો છે. ગામનાં બચતમંડળો લોટ, દાળ, તેલ કાંદા, બટાકા, ગોળ, ચાના થેલા પેકેટ બનાવીને નહીં નફો નહીં નુકસાનના ધોરણે સભ્યબહેનોને પહોંચાડે છે. છેક સરહદનું ગામ તે આંતરનેશ.ત્યાંનાં આગેવાન રાણબેન કહે છે કે શક્તિનાં પડીકાં વેચવાનું પુણ્યકાર્ય હું કરું છું. સીધુ-સામાનની જોડે હું આરોગ્યનું પડીકું પણ ભેગું આપું. બઇયુંને કહું કે હા, ગોળ ખાઓ. મહેનત કરે તે ગોળ ખાય.

આણંદ તાલુકાનાં ગામોનાં બચતમંડળો ઘરો (માટીનાં)ના રિપેર અને સુધાર માટે નાણાં ધીરે છે. શૌચાલયો તથા નાવણિયાં દેશી ઢબનાં બનાવી સ્વાસ્થ્ય સંભાળે છે. બે વરસ પહેલાં વરસાદના પૂરમાં ૬૦૦ ઘરો તણાઇ ગયાં હતાં. તે સૌને ગામનાં બચતમંડળોએ ઊભાં કરી દીધાં. દરેક ઘરમાં નાવણિયા તથા શૌચાલય.

લારી ખેંચનારાં હદઉપરાંતનો બોજો ખેંચે. ખેંચવાના વજન પર મર્યાદા મૂકવાનો મ્યુનિસિપલ નિયમ 'સેવા'ના પ્રયાસો થકી ઘડાયો ત્યારથી ગર્ભપાતના બનાવો ઘટ્યા છે. અમદાવાદની નેશનલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ ડિઝાઇનનાં સલાહ-સંશોધન મુજબ હાથલારીની નવી ડિઝાઇન એવી બનાવી કે જેમાં શ્રમ ઓછો પડે, ઉપરાંત બ્રેક-સિસ્ટમ પણ ગોઠવી. પણ એ પ્રયોગ સફળ ન થઇ શક્યો. જૂની ઘરેડની ટેવ ઉપરાંત નવી સિસ્ટમ મોંઘી પણ પડી. સિલાઈ કરનારાંની કેડ રહી જાય, ડોકી દુઃખી જાય. તેમના માટેની યોગ્ય ખુરશી બનાવી, નવી જાતનાં ઝાડુ, ટોપલા, રસ્તા પરથી કચરો ઉપાડવા માટેનો ચીપિયો, સફાઇ કરનાર માટે સાનુકૂળ મોજાં-માસ્ક-થેલા તૈયાર કરવામાં આવ્યાં. આ સાધનોમાં પણ પૂરી સફળતા ન મળી

શકી, કેમ કે નવાં સાધનો મોંઘાં પડે છે. વળી કામદાર-બહેનોની પોતાની પણ માનસિક ઉત્સુકતા ઓછી હોય અને વધારામાં સમાજનો ક્ષોભ ઈત્યાદિ પણ ખરાં.

## બાળસંભાળ

માતા કામે જાય તે સમય દરમ્યાન દિવસભરની બાળસંભાળ પણ એક મહત્ત્વની સેવા છે જેના પર શ્રમિક બહેનોની આર્થિક તથા સ્વાસ્થ્ય સ્થિતિનો આધાર રહેલો છે. આ માતાઓ ઘણીવાર તેમનાં બાળકોના ભોગે જ કમાઈ કરતી હોય છે. તેથી જ 'સેવા'ની 'સંગિની' નામની બાળસેવા સહકારી મંડળીઓ ૬,૦૦૦ સભ્યોનાં બાળકો માટે બાળસંભાળનાં દિનકેન્દ્રો ચલાવે છે. 'સેવા' યુનિયન આ મંડળીઓને માર્ગદર્શન તથા તાલીમ પૂરાં પાડે છે. આ અભિગત તમામ 'સેવા'રચિત સહકારી મંડળીઓને લાગુ પડે છે જેમાં સભાસદબહેનો જ મંડળીનાં સંચાલક અને માલિક તરીકે તૈયાર થાય છે. લોકશાહી સંચાલનનો આ પાયો છે. આણંદ તાલુકામાં શૈશવ બાળસેવા મંડળી પણ એ જ રીતે તમાકુના ૩,૦૦૦ ખળીકામદારો તથા ખેતમજૂર સભ્યબહેનો માટે દિનકેન્દ્રો ચલાવે છે. પરિણામે તે માતાઓની ઉત્પાદકતા અને આવક વધ્યાં છે, માતાઓ બાળકના વિકાસમાં રસ લેતાં થયાં છે ને પિતા પણ બાળવિકાસ અંગે જાણવા ઉત્સુક થયા છે. સૌથી વિશેષ તો એ બન્યું છે કે જે તમાકુના ખળી-માલિકો સામે 'સેવા' યુનિયન ભાવવધારા માટે લડત કરે છે ને કોર્ટ કેસ કરે છે તે જ માલિકો સરપંચ તરીકે ગામમાં 'સેવા'નાં આ બાળકેન્દ્રો માટે જગ્યા આપે

છે, અને વરસનો થોડોઘણો પુરવઠો પણ ભરી આપે. 'આવું' તો તમારા ગાંધીના ગુજરાતમાં જ બને' એવું ઘણીવાર સાંભળવા મળે છે. 'માલિક યુનિયનને મદદ કરે અને યુનિયન મદદ લે?' ખેર, સમસ્યા તો એ છે કે દેશનાં ૬ કરોડ બાળકો જે સાવ નિમ્ન કક્ષાના અલ્પ પોષણથી પીડાય છે તેમને માટે આવી કોઈ દિનકેન્દ્રોની સગવડ નથી. હાલની સરકારી યોજના તો માત્ર ત્રણ લાખ બાળકોને પહોંચે છે, આઈ. સી. ડી. એસ.ની યોજના પણ માત્ર ૧૦ ટકા બાળકોની જ દિનસંભાળ લે છે.

'સેવા'નાં દિનસંભાળ કેન્દ્રોમાંથી જોવા મળે છે કે દેખીતી રીતે જ શ્રમિક માતાઓને તે બહુ ઉપકારક નીવડ્યાં છે. માતાઓની આવક રૂપિયા ૫૦/-થી ૩૦૦/- સુધીની વધી છે. સુરેન્દ્રનગર જિલ્લાનાં મીઠા-કામદાર માતાઓમાંથી ૯૬ ટકાની આવક બેવડી થઈ છે. વળી બાળમૃત્યુ પ્રમાણમાં ધરખમ ઘટાડો થયો છે. ૭૦ ટકા બાળકો નિશાળે જતાં થયાં છે.

રાષ્ટ્રના બજેટમાં બાળસંભાળ માટે સાવ નહીંવત અને ઉપરછલ્લી જોગવાઈ છે. બાળકો માટેની રાષ્ટ્રીય નીતિનો સંદતર અભાવ છે. 'સેવા'ના અનુભવ પ્રમાણે દિનસંભાળ કેન્દ્ર સારી રીતે કાળજીથી ચલાવાય તો આ ગરીબ માતાઓ ફી અવશ્ય આપે છે. 'સેવા'નાં આ તમામ દિનકેન્દ્રો લગભગ સ્વનિર્ભર છે, માત્ર ૨૦ ટકા પૂરતી જ અનુદાનની જરૂર રહે છે. જો આટલે સુધીનો ફાળો ગરીબ માતાઓ આપતાં હોય તો સરકાર ટેકો આપતાં કેમ અચકાય છે? દેશની ૧૭ સંસ્થાઓ ('સેવા' સહિત) છેલ્લા બે બજેટ વર્ષથી નાણાંમંત્રી પાસે માગણી કરે છે કે વર્ષના ૩૦૦ દિવસના રોજના રૂપિયા પાંચ લેખે જો ફાળવવામાં આવે તો સ્વયંસેવી સંસ્થાઓ દ્વારા અતિ જરૂરિયાતવાળાં ૬ કરોડ બાળકોનાં જીવન જોખમમાંથી

બચી જાય. આ (૦-૫) બાળકોને જરૂર છે ૨૦૦થી ૩૦૦ કેલરી જેટલો ખૂટતો ખોરાક વત્તા દિવસ દરમ્યાનની સંભાળ. પણ બાળકોનો જીવનઅધિકાર માગતાં માતાઓ કે સ્વયંસેવી સંસ્થાઓએ હજુ સંગઠિત અવાજનું જોર અજમાવવાનું બાકી છે. આ ખર્ચ દેશની આવકનો અરધો ટકો પણ નથી થતો. જોકે આ ખર્ચને બોજ તરીકે ન જોવો જોઈએ, આ તો ભવિષ્ય માટેનું મૂડીરોકાણ છે.

કારખાનામાં કે ઑફિસમાં કામ કરો તો પ્રસૂતિસહાયની રજાઓ ચાલુ પગારે અને ખર્ચા પેટે વળતર મળે અને તેય કાયદેસર. પણ વાસ્તવમાં આવો લાભ દેશનાં સ્ત્રી-કામદારોના ૬ ટકાને જ મળે છે, બાકીના ૯૪ ટકા તો આ કાયદામાંથી સદંતર બાકાત છે. શું એ ૯૪ ટકા સ્ત્રીઓ કામદારો નથી? આ તો મોટી અને લાંબી લડત છે તે 'સેવા'ને શરૂઆતથી જ સમજાઈ ગયેલું. બન્યું એવું કે ૧૯૭૬માં એક સર્વે કરેલો તેમાંથી એવું નીકળ્યું કે બે વરસમાં જ ૧૨૦૦ બહેનોને સેવા બેંકે લોન આપેલી તેમાંથી ૧૫ બહેનો ગુજરી ગયાં, જેમાંથી ૧૨ બહેનો તો પ્રસૂતિના કારણે ગુજરી ગયેલ. કોઈ વીમા કંપની પ્રસૂતિનો વીમો ન ઉતારે તેથી 'સેવા'ને જ પોતાની પ્રસૂતિસહાય યોજના ઘડવી પડેલી. પણ તેનું ફંડ? મેં દરેક સભ્યને હાકલ કરી કે પ્રત્યેક સભાસદે તેમની એક દિવસની રોજી ફાળામાં આપવી. આમ અમે ૧૯૭૭માં એક પ્રસૂતિસહાય ફંડ ઊભું કર્યું. આગળ જતાં બહેનોએ મૃત્યુસહાય યોજના પણ ઘડેલી જેમાંથી મૃત્યુનો ખર્ચ નીકળતો. છેલ્લે એક વૈધવ્ય સહાય યોજના પણ બનાવી. આ તમામ યોજનાઓ 'સેવા'સભ્યોએ આપબળે બનાવેલી. આ સેવા-યોજનાઓ ભારતમાં, અસંગઠિત વર્ગ માટેની કોઈપણ સામાજિક સલામતીની યોજનાની અગ્રદૂત રહી છે.

એ દિવસો બાદ, ગુજરાત સરકાર તરફથી પ્રસૂતિસહાય યોજના

ઘડવામાં આવી. પાયલૉટ સ્વરૂપ યોજના 'સેવા' થકી ચલાવવામાં આવી, પછીથી આખા રાજ્યમાં ખેતમજૂર બહેનોને આ લાગુ કરવામાં આવી. પરંતુ, પૂરતી નાણાંકીય જોગવાઇના અભાવે આ સરકારી યોજના બહુ પ્રચલિત થઇ નથી.

## ઘર

ગરીબ શ્રમિક બહેનો માટે ઘર એ સલામતી બક્ષતું શિરછત્ર તો છે જ, પણ ઉપરાંત આવકનું એક સાધન પણ છે. આ ગ્રામીણ તથા શહેરી બેઉ માટે સાચું છે : ઘરખાતા, કારીગરો, કામદારો, વેચનારાં, ખેડૂતો, વનવાસી કે રસ્તા પરથી કચરો વીણનારાં, સૌ પ્રકારના શ્રમિકોની કમાણી તેમના ઘરની સ્થિતિ પર આધાર રાખે છે. એમને માટે ઘર એ જ કારખાનું, એ જ કાર્યશાળા, ગોદામ, ભંડાર, દુકાન, પ્રોસેસિંગ હાઉસ - એ બધુંય ઘરમાં જ છે. પાણી અને વીજળીનું પ્રભવસ્થાન પણ ઘર જ છે. ત્યારે સેવા બેંકનું ૩૯ ટકા ધિરાણ 'ઘર' માટે થાય તેમાં શી નવાઇ? દીવાલ પાકી કરવાની હોય, બારણું જડાવવાનું હોય, છાપરું સંચરવાનું હોય, ભોંય સરખી કરવાની હોય - ભલેને ઘર માટીનું હોય. સેવા બેંકના તેમના ખાતામાં થોડી રકમ જમા થાય ત્યારે બહેનો નવું ઘર ખરીદે છે. પડોશીનું ઘર તાકડે મળી જાય તો સોદો કરી લે. જૂના ઘરમાં સગવડ વધારવાનું સૌથી વધુ બને છે. કામદાર ખરી, પણ આખરે તો ગૃહિણી ને! માટીનું ઘર પાકું કરે, ખાળ-મોરી-સંડાસ બનાવે, નાવણિયું ને પાણિયારું પણ જોઇએ, દેવનો ગોખલો બનાવે, ઓસરી મોટી કરે, ગટર-લાઇન નંખાવે. છાપરા-પંખો (સિલિંગ ફેન) નંખાવે,

ચાલીવાળાંઓ ભેગાં થઈને ચાલીનો અંદરનો રસ્તો પાકો કરાવે. એ સૌ બહેનોનાં સેવા બૅંકમાં બચત ખાતાં હોય, તેથીસ્તો. કહે છે ને કે 'સેવા બૅંક, મારી મા.' પણ હા, એક મોટી શરત કે જે જગ્યા લે તેમાં ઘરની માલિકીમાં બહેનનું નામ દાખલ કરવાનું અને નવું ઘર લે તો ઘર-કાગળિયા પર પહેલું નામ બહેનનું.

હનીફા યુનોની હેબીટાટ કોન્ફરન્સમાં ઈસ્તમ્બુલ ગયાં, કારણ? સેવા બૅંક વતી ઇનામ લેવા. યુનો તરફથી સેવા બૅંકને હાઉસિંગનું પ્રથમ ઇનામ મળી રહ્યું હતું. ત્યારે પોતાના ભાષણમાં હનીફાએ કહ્યું કે "હું નદીના પટમાં રહું છું. રોજ બે ટંક સમોસા ઘરમાં બનાવીને બહાર લારીમાં વેચું છું અને બપોરના સમોસા એક રેસ્ટોરાંને સપ્લાય કરું છું. મારા ઘરમાં પહેલાં બહુ જ રેત ઊડીને આવતી. હવે ઘરને બારણું જડાવ્યું, દીવાલો પાકી કરી, છાપરું કર્યું તેથી સમોસાની ક્વૉલિટી ખૂબ સુધરી ગઇ. મારાં સાસુ ચરખો કાંતે છે. તેમનું કાંતણ પણ એટલું બધું સુધરી ગયું. પહેલાં લીપણ હતું, હવે ભોંય પર થોડા ભાગમાં પથ્થર જડાવ્યા. તેના પર ચરખો મૂકીને કાંતે એટલે તાર એકધારો નીકળવા લાગ્યો. રૂપિયા ૭00/-માંથી સીધા ૨000/- રૂપિયાની આવક થઇ ગઇ.

સેવાબૅંકનાં કાઉન્ટરો પર નાનકડા મનમોહક ઘરનો સુંદર નમૂનો મૂક્યો છે. તે જોઈને કોઈ સ્ત્રી લલચાયા વગર ન રહે. તેનું સપનું સળવળ્યું જ સમજોને કે, "મારું ઘર ક્યારે?" ૧૯૯૬ના વર્ષમાં સેવા બૅંકનાં ૨૨,000 બહેનોએ તેમનાં ઘર કર્યાં, સમરાવ્યાં, સુધાર્યાં.

નામ મહાનંદા નારાયણ, પણ માથે છાપરુંય નહીં. પતિ અને બાળકો સાથે ફૂટપાથ પર રહે. કમાણીમાં બીડી વાળવામાંથી જે મળે તે જ. પતિ વ્યસની તેથી કદીક ઝૂડી નાખે. રોજનું રળે તેમાંથી પેટ ભરવાનું. તેમનું 'ઘર' કેવું? કંતાનનું છાપરું ને કંતાનની દીવાલ.



એ કહેવાતું ઘર કોમી હુલ્લડમાં ચારથી પાંચ વાર લુંટાયું, બાળવામાં આવ્યું. એક વાર તો ઝૂંપડા પર ટ્રક ફરી વળી. પતિ તથા બાળકોને ખાસ વાગ્યું.

આવાં ૫૦૦ બહેનોનો ઘર માટેનો સર્વે કર્યો ને ઑડાના શહેર વિકાસ અધિકારીને હેવાલ આપ્યો. ૧૧૦ ઘર માટે જ ઑડા તરફથી ચિઠ્ઠી નાખી તો તેમાં મહાનંદાનો નંબર લાગી ગયો! ૧૯૮૭માં ચિઠ્ઠીઓ ઊપડી ને ઘર બંધાયાં છેક ૧૯૯૧માં. પણ 'ગરીબોનાં નસીબ ગરીબના હિસાબે. એ ઘરો આંતરાષ્ટ્રીય વિમાનીમથકની હદમાં આવી જતાં આખીય ઘરયોજના રદબાતલ કરવી પડી. ૧૧૦ ઘર બંધાયેલાં સામાં ઊભાં, પણ તેમાં રહેવાની મંજૂરી નહીં! પછી તો ઑડા પર આજીજી, ધરણાં, મોરચા, કાળા વાવટા, વાટાઘાટોનો જોરદાર મારો ચલાવ્યો. નવાં મકાનોનાં વચન ફળ્યાં છેવટે

૧૯૯૩માં. મહાનંદા બધી જ લડતોમાં સામેલ. રોજી પડતી મૂકીને પણ ઘરની ખેવના ખાતર બધે દોડી-દોડીને ભાગ લે. ૧૯૯૧ના ડિસેમ્બરની ૨૫મી એ મહાનંદાનાં પદાર્પણ પોતીકા ઘરમાં થયાં ત્યારે તેણે સાત સ્વર્ગ હાંસલ થયાનો આનંદ અનુભવ્યો હશે. હાથમાં મકાનની ચાવી હતી. પણ પડખે પતિ હયાત ન રહ્યો તેની ગ્લાનિ પણ હતી. છોકરીએ આંગણામાં રંગોળી પૂરી હતી. તમામ ૧૧૦ મકાનોની મહિલો કોલોનીને અનસૂયા નગર નામ આપવામાં આવ્યું. સદ્ગત અનસૂયાબેને નિરાધાર બહેનોનો અભયાશ્રમ સ્થાપ્યો હતો, મહાનંદાએ સ્થાપ્યું અનસૂયા નગર, તેમની અંજલિરૂપે.

દયાવતી કુટુંબ સાથે નદીના પટ પરના ઝૂંપડામાં રહે. દીવાલ ઈંટોની, જમીન પથ્થરની, છાપરું પતરાનું. દયાવતી પાણીપૂરીનો, ધંધો કરે છે. સવારે પાંચ વાગ્યે ઊઠીને પૂરી વણીને તળીને ૧૧ વાગ્યા સુધીમાં તૈયાર કરે. પછી તે બીજા વેપારીને આપી આવે. પણ હવે તો બંધ પડેલી મિલના મિલમજૂર તેમના પતિને પણ કામે લગાડ્યા છે. પતિ અને બે નાના દીકરા અમદાવાદની બે પોળોમાં પાણીપૂરીનો ખૂમચો લઈને વેચે છે.

આ ધંધો દયાવતી તેમના પિતા પાસે શીખેલાં. પણ તેમના ઝૂંપડાની સ્થિતિ એવી કે રસોઈકામ થઈ જ ન શકે. લાકડાનાં પાટિયાં આમતેમ ઠોકેલાં, માટીની જમીન, ઘાસના પૂળાનું છાપરું, વીજળી નહીં, ગટર-લાઈન કે પાણી નહીં અને મૂડી પણ નહીં. દયાવતીનાં પડોશણ દ્વારા સેવા બેંકનો ભેટો થઈ ગયો. બચત શરૂ કરી. ૨૦૦૦/- રૂપિયાની લોન લઈને પહેલાં જમીન સમરાવી. બીજી લોનથી ઘર બદલીને નદીપટ પર બીજું સારું ઘર લીધું. એક દિવસ આ ઘર પણ પડી ગયું. બાળકો સાથે દયાવતી માટીમાં દબાઈ ગયાં. પડોશીઓએ બહાર કાઢ્યાં. 'સેવા બેંક મારી મા'

કહીને ફરી લોન લીધી, ઘર સમરાવ્યું ને ધંધો ફરી જમાવ્યો. પથ્થર નાખ્યા, પતરાં નાખ્યાં, બે બારણાં જડાવ્યાં - ઘરનાં બધાંએ જાતે મજૂરી કરીને જ. ધંધો સુધર્યો, નફો થયો, બચત થઇ, રૂપિયા ૨૫,૦૦૦/- ની લોન લઇને આગળ મોટું ડગ ભર્યું. જ્યારે સિઝન હોય છે ત્યારે પાર્ટીના ઑર્ડરો લે છે ને ત્યારે દીવાલથી દીવાલ સુધીની પૂરીની હારમાળાનું દૃશ્ય જોવા જેવું હોય છે. ઘરમાં વીજળી આવી, નહાવાની ચોકડી, ખુરશી પંખો, એકાદ સોનાનો દાગીનો. છોકરો કૉલેજમાં આવ્યો તે પાસ થઇ જાય પછી જ ઘરમાં ટીવી આવશે એવો કડક નિયમ દયાવતીનો છે. તેમનું મૂળ વતન ગોરખપુર બાજુ. તેમના પતિનું નામ છે મુલાયમસિંહ યાદવ! દયાવતી કોઇની દયા પર જીવે એવાં નિર્બળ નથી. તે સબળા છે.

## સામાજિક સલામતી

જીવન એ આફતોની અતૂટ હારમાળા છે. ગરીબોના જીવનમાં અનેક પ્રકારની અનેક આફતો આવે, આવ્યા જ કરે. પોતે નહીં તો ઘરમાં કોઇ ન કોઇ માંદું હોય, અવારનવાર બેરોજગારીના દા'ડા દેખાઇ જાય. અકસ્માતથી અંગ ભાંગે-તૂટે, હૉસ્પિટલનો ખાટલો, કોઇક રામશરણ, આ જીવનક્રમમાં નવાઇ નથી. બાહ્ય કારણોથી પણ આફત આવે : જેવાં કે દુકાળ, પૂર, હુલ્લડ, અમુક ઉદ્યોગ બંધ પડી જાય, કાચો માલ ન મળે. આમ ગરીબીમાં ઉમેરો થાય. 'સેવા'એ આ બધાં પરિબળોનો ઊંડાણથી અભ્યાસ કર્યો. સેવા બૅંક ધિરાણ તો આપે, પણ માનવસર્જિત કે કુદરતસર્જિત આફતોનો યોગ્ય રીતે સામનો ન થાય તો પેલા ધિરાણમાંથી જીવન સક્ષમ કેવી રીતે થાય?

સેવા બેંક દ્વારા સામાજિક સલામતીની યોજના શરૂ કરી જેમાં તમામ સભ્ય-બહેનોને જૂથ વીમા યોજનામાં આવરી લેવાયાં. સત્યની બાંધી મુદતની બચત સાથે પ્રીમિયમ-ચૂકવણી જોડી લીધી. વીમાકંપની સાથે વાટાઘાટ કરીને બહેનોની જરૂરિયાત મુજબ વીમાયોજના ઘડી તેમાં વિવિધ પ્રકારનાં જોખમોને આવરી લેવામાં આવ્યાં - જેવાં કે મૃત્યુ, વૈધવ્ય, અકસ્માત, હૉસ્પિટલનો ખર્ચ, આફતોમાં નષ્ટ થયેલ ઉત્પાદનનાં સાધનોની પૂર્તિ, વ્યાવસાયિક જોખમો જેવાં કે બીડીકામ ને શ્વાસની બીમારી, કારીગરોને આંખની તકલીફ - આ બધાંને પણ આવરી લીધાં. છેલ્લે રહ્યું પ્રસૂતિનું જોખમ. પ્રસૂતિમાંથી માતા હેમખેમ ઊભી થશે કે કેમ તે બાબત દરેક ગરીબ સ્ત્રી મનમાં ભયભીત રહે છે. તેને ટાળવા સેવા બેંકે અગાઉના અનુભવને આધારે પોતાની આગવી યોજના બનાવી : માતૃત્વ રક્ષણ યોજના. બાકી વીમા કંપનીઓ તો એમ જ માને છે કે પ્રસૂતિ એ તો સ્વાભાવિક સ્થિતિ છે, જોખમ શાનું?! આ તો 'સેવા'ની મહિલા બેંક હતી તો માતાની ગરીબીની સ્થિતિ સમજી. ને વળી દરેક ગામ સુધી સરકારનું તબીબીતંત્ર પહોંચી શક્યું નથી ત્યાં પ્રસૂતિ જોખમકારક હોય તે સ્વાભાવિક છે, તે હકીકત વીમા કંપનીઓને સમજાવવી મુશ્કેલ છે.

સરકારનો હસ્તક્ષેપ જીવનનાં રોજિંદાં કામોમાં નહીંવત્ હોય તેવું માનીએ છીએ છતાં કેટલાંક ક્ષેત્રોમાં હસ્તક્ષેપ કરીને ગરીબો તરફી નીતિ જાળવવા સરકારે પ્રયાસ કરવો જોઈએ એવું પણ લાગ્યા કરે છે. સરકારના નવા આર્થિક સુધારા તથા ખુલ્લા બજારની નીતિ હેઠળ દવાઓનું બજાર ઉપર ઊછળ્યું છે. દવાઓના ભાવ જોતજોતામાં ઊંચા ગયા છે. નવી દવાનીતિ મુજબ દવાઓની કિંમત પરનો અંકુશ સરકારે હવે જ્યારે ઊઠાવી લીધો છે ત્યારે જીવનરક્ષક

દવાઓ પણ તેમાંથી બાકાત રહી નથી. પરિણામે, અત્યંત અનિવાર્ય જીવનરક્ષક દવાઓના ભાવ પણ વરસ દરમ્યાન ત્રણથી ચાર ગણા વધી ગયા છે. દા. ત. ટી. બી. - ક્ષયની દવા. 'સેવા'નાં સભ્યોમાંથી ૬૩ ટકા બહેનો ક્ષયનાં દર્દી છે તેમની જીવનરક્ષાનું શું? 'સેવા'એ 'લોકસ્વાસ્થ્ય' નામની સહકારી મંડળી બનાવી છે જે આરોગ્યસેવા ઉપરાંત દવાના વેચાણ-કાઉન્ટર પણ ચલાવે છે. લોકસ્વાસ્થ્ય મંડળીનો અનુભવ રહ્યો છે કે પેટન્ટ દવા જે કેમિસ્ટને ત્યાં વેચાય છે તેની કિંમત 'લોકસ્વાસ્થ્ય'ની બિનપેટન્ટ, અર્થાત્ જેનરીક યા રેશનલ દવા પાંચથી માંડીને ૪૦૦ ગણી સસ્તી હોય છે. આવા કાઉન્ટર પરના દવાવેચાણથી 'સેવા'નાં સભ્ય-બહેનોને આથી બહુ જ ફાયદો મળ્યો છે. પરંતુ સરકાર જ્યારે દવાના ભાવો ખુલ્લા બજારમાં મરજી મુજબ વધવા દે છે તો 'લોકસ્વાસ્થ્ય' મંડળી તેને કેવી રીતે પહોંચી વળી શકશે એ ગંભીર પ્રશ્ન છે.

કમળાબેન દંતાણી પ્યાલાબરણીનો ધંધો કરે. નદીપટ પર તેમનાં ઝૂંપડાં. કહે છે, પૂર આવે ત્યારે અમને ખૂબ નુકસાન થાય, ઝૂંપડાં ને અંદરનુ બધું જ સાફ થઇ જાય. અમારો માલ કપડાંનાં પોટલાં, નવાં વાસણો, મશીન, બધું તણાઇ જાય. દર પૂરે અમે વધુ નબળાં થતાં જઇએ. પણ ગયે વરસે 'સેવા'ની વીમા યોજનામાં હું જોડાઈ તો આ વરસના પૂરમાં મને તેનો લાભ મળ્યો. ઉધાર લીધેલા માલના પૈસા ચૂકવી દીધા અને બીજામાંથી ઝૂંપડું બેઠું કર્યું. નહીં તો દેવામાંથી કદીય ઊભાં થવાત નહીં. જોઇતીબેન મચ્છીનો ધંધો કરે. પૂરનાં પાણી તેમના ઘરમાં ભરાયાં તેથી માલ કહોવાઇ ગયો, જાળ તણાઇ ગઇ. બે ટંક પૂરું જમતાં પણ નહીં. વીમાની રકમ મળી ત્યારે સૌપ્રથમ નવી જાળ ખરીદી. એનાથી થોડીક રાહત જરૂર થઇ.

'સેવા'એ ગયા મજૂર દિને (૧લી મે) ગુજરાત સરકાર પાસે માંગણી કરી છે કે ગુજરાતમાં સ્ત્રીઓ માટે એક મોટું 'સામાજીક સલામતી ફંડ' સ્થાપવામાં આવે, જેમાંથી બહેનોની આરોગ્યસેવા, બાળસેવા તથા ઘરની સવલતોની જોગવાઇ થાય. સંચાલન સારી રીતે ચાલે તો બહેનો પોતે ફાળો જરૂર આપે.

## સેવા અકાદમી

મારે તો સેવા યુનિવર્સિટી સ્થાપવી હતી.

'કાં અમારી પણ યુનિવર્સિટી ન હોય?' સાચે જ આપણાં બહેનો પાસે અનુભવ, જ્ઞાન, માહિતી, ડહાપણનો અખૂટ ભંડાર છે. તેમણે બહારની દુનિયા પાસેથી ઘણું જ્ઞાન મેળવવાનું છે, તેમ તેમની પાસે દુનિયાના જ્ઞાનસંપૂટમાં પોતાનો ફાળો આપવાને પણ ઘણુંબધું છે. આ સમજણથી 'સેવા'એ સેવા અકાદમીની સ્થાપના કરી (૧૯૯૦). તેનું મુખ્યમાં મુખ્ય કામ 'સેવા' ચળવળનાં સૈનિકો (કાડર) તૈયાર કરવાનું છે. સ્થાનિક બહેનોમાં જ એવું સામર્થ્ય આવે કે તે પોતાનાં રચેલાં મહિલા સંગઠનો સારીરીતે સંચાલી શકે, સ્વતંત્રપણે નિર્ણય લઇ શકે અને દેશના વિકાસના મધ્યપ્રવાહમાં અસંગઠિત વર્ગના શ્રમિકોને (૯૨.૭ ટકા) સક્રિય કરી શકે. આવી ચળવળની આગેવાની 'સેવા'નાં બહેનો મોટે પાયે લેવા સમર્થ થાય તે સેવા અકાદમીનો મૂળ હેતુ છે.

સેવા અકાદમીની કસોટી એ છે કે ગમે તે પ્રકારની તાલીમ નિરક્ષરને અનુરૂપ અને શ્રમિકને ઉત્સાહપ્રેરક બનાવવાની છે. ગાંધીચીંધ્યા માર્ગે સામાજિક ન્યાયની લડત ચલાવવાની ફોજ તૈયાર

કરવાની છે. અહીં તે બહેનો સ્વતંત્ર રીતે વિચારતાં શીખે છે, નિર્ભયતાના પાઠ ભણે છે. બીજાં બહેનોને પોતાની સાથે જોડવાની તાલાવેલી જગાડે છે.

ચીખોદરા ગામનાં ખળીકામદાર ખનીબેન અકાદમીની તાલીમ પછી ઘેર જઈને રાત્રે ફળિયાનાં બહેનોને એવી સરળતાથી સમજાવે છે કે ગાંધીબાપુનું જીવન આપણને સાચું બોલવાનું શીખવે છે, પોતાના પગ પર ઊભા રહેવાનું ને માણસ-માણસનો વિશ્વાસ કરવાનું શીખવે છે. આપણી ટેવો સાદી રાખવાનું કહે છે.

બશીરનબેન (ગામ ગોપાલપરા) ભરસભામાં 'સેવા'નાં માનવંતાં મહેમાન શ્રીમતી ક્લિન્ટનને કહે છે કે ''હવે હું કોઈથી ડરતી નથી. સરપંચ, ઠેકેદાર, પોલીસ કે પતિ - કોઈથી નહીં.''

કમલા બીડી-કામદાર તેના સમગ્ર પદ્મશાળી સમાજની અખિલ હિંદ ધોરણે પ્રમુખ તરીકે આમંત્રણથી, બિનહરીફ ચૂંટાઈને આવેલ છે. પ્યાલાબરણીવાળાં ચંદાબેન સેવા બેંકનાં પ્રથમ પ્રમોટર, તે વિશ્વ મહિલા બેંકના આંતરરાષ્ટ્રીય ફોરમમાં ત્યારના નાણાંપ્રધાન મનમોહનસિંગની સાથે મંચ પરથી મુખ્ય પ્રવચન આપે છે ત્યારે શ્રોતાગણમાં બેઠા છે. જર્મની અને હોલેન્ડ સહિત પંદર દેશોનાં નાણાંપ્રધાનો. કરીમાબીબી ચીંદી કામદારોનાં આગેવાન તરીકે ખોળો સીપવાના ભાવવધારાની વાટાઘાટમાં લેબર કમિશનર સમક્ષ સામે પક્ષે બેઠેલા પોતાના સગા ભાઈ (વેપારી) સામે દલીલો કરીને લડે છે. આ બધાં છે સેવા અકાદમીનાં તાલીમદારો.

સેવા અકાદમીમાં તાલીમ માટે આવવાની બહેનોને ખૂબ જ મઝા આવે. અરે, શહેરમાં કરફ્યૂ હોય તોય ગમેતેમ કરીને આવી પહોંચે. રોજ પાડીનેય આવે. ગામડાનાં અને શહેરનાં જુદા-જુદા ધંધાનાં બહેનો રાત્રે ભેગાં રહે, ત્યારે પરસ્પર શિક્ષણના અવનવા

અનુભવો થાય. ગામનાં બહેનો રસ્તા પરથી કાગળ વીણવાનોય એક ધંધો હોય તે જાણ્યો ન હોય. જમીન વગર કમાણી થાય જ કેમ એવું માને. તેમને માથે પંખો આખી રાત ફરે ને ઊંઘ ન આવે. ફાંગલીનાં રૂડીબેન પહેલી વાર ગામની બહાર નીકળ્યાં'તાં. અમદાવાદમાં એલિસ પુલ પસાર કરી પુલના બીજા છેડે અકાદમીમાં આવવાનું હતું. તો પુલ પર ચાલવાની તેમની ચોખ્ખી ના! બહુ સમજાવ્યાં પણ ના-ની ના જ! કેમ, તો કહે કે આ પુલ તો બે જ થાભલાં પર ટેકવેલો છે. ગમે ત્યારે ડગી જાય, આપણા બે પગ શું ખોટા! પુલ ન જ ઓળંગ્યો. નદીમાં ચાલીને સામે છેડે પહોંચ્યાં!

સેવા અકાદમીમાં સૌપ્રથમ તાલીમ 'ત્રણ દિવસ શાળા' હોય છે તેમાં 'ગર્વ સે બોલો અપના નામ' તથા 'સેવા'નાં કામ શીખવાય છે. તેમાંથી પસંદ થયેલ તાલીમાર્થીને 'કદમ-૧'ની તાલીમમાં 'પંદર દિવસ શાળા'માં પ્રવેશ મળે છે. આ તાલીમ દરમ્યાન દરેકને પોતાના જીવનની આપવીતી તથા બીજાં એક, બહેનની જીવનરેખા લખવાનું સોંપવામાં આવે છે. ન લખતાં આવડે તેને બીજાં લખી આપે. પ્રત્યેક રેખાચિત્રમાં મને તો ગરીબ બહેનોની ઉચ્ચ સંસ્કારભાવનાનાં જ દર્શન થાય છે. તેનો એક નમૂનો બતાવું.

ધનલક્ષ્મીનો જન્મ શહેરની એક ચાલીની એક ઓરડીના ખૂણે થયેલો. પાંચ દીકરાઓ પર એક દીકરી કેટલીયે બાધા-આખડી બાદ આવેલ હોવાથી નાની ધની માનીતી હતી. તે બચપણ યાદ કરતાં પોતાની જીવનકથની કહે છે. ધનલક્ષ્મીની જીવનવાર્તા તેના જ શબ્દોમાં.....

"હું એકની એક જ હોવાથી ઘણીવાર બીમાર પડી હતી. બહુ પૈસા ખર્ચીને મને જીવાડી હતી. છતાં પણ હું બીમાર પડી જતી. ઘણા ભૂવા બોલાવ્યા અને જોવરાવ્યું ત્યારે આ લોકો એવું કહેતા કે

આ છોકરીને પારકાના ખોળે નાખી દો, તો સાજી રહેશે. પાંચ વર્ષની નાની ઉંમરમાં જ મારી સગાઇ કરી દીધી હતી. છઠ્ઠે વર્ષે મને આશ્રમમાં ભણવા મૂકી. ત્યાં એક વાર પલંગ પરથી પડી ગઇ તેથી મને ઘેર લાવ્યાં. પછી બીજી શાળામાં મૂકી... ભણવા ઉપરાંત મને સીવણ, રમતગમતનો ઘણો શોખ હતો. મેં ફાઇનલની પરીક્ષા પાસ કરી... મારા સાસરીવાળાં હવે લગ્ન કરવાની ઉતાવળ કરવા લાગ્યાં. દીકરી મોટી થઇ ગઇ ક્યાં સુધી સાચવી રાખશો એવું બધું કહે, પણ મારા મોટાભાઇ કહે કે ના, હજુ વાર છે. ત્યારે હું સાતમા ધોરણમાં હતી. મારે શાળામાંથી સૌરાષ્ટ્રના પ્રવાસે જવાનું હતું. મારા પતિ પણ પ્રવાસમાં અમારી સાથે આવેલા. પાછા આવ્યા ત્યારે સમાજવાળા બધા મારી ખરાબ વાતો કરવા લાગ્યા. તેથી મારા ભાઇ અને બાપુજીએ મને પરણાવી દીધી.

‘‘સાસરે આવી તો મારા પતિએ કહ્યું કે તમે બધાં સુખી છો પણ અમારે ત્યાં ગરીબાઇ છે, તમે ખાનાર એક વધી ગયાં, માટે તમે ભણવાનું છોડી દો. ને કામ કરવા જાઓ, મારા પતિની આવી વાત સાંભળી મને રડવું આવી ગયું. મેં કહ્યું કે મારે સુખ નથી જોઇતું. હું તમારી જોડે રહીને દુ:ખનો સામનો કરીશ. મારે પિયર જઇને મારું સિલાઇ-મશીન લઇ આવી, અને થોડો કાચો માલ. મારા સાસરીઆને આ બહુ જ સારું લાગ્યું. મારી મા રોજ સાંજે જમવાનું બનાવીને મારી સાસરીમાં આપવા આવે. અમે બહુ જ ગરીબ હતાં. ઓઢવાનું પણ નહીં, વાસણ પણ નહોતાં. મારા બાપાએ ઓઢવા મને એક શાલ આપી હતી તે અમે બંને માણસ અડધી-પડધી ઓઢીને રાત ગુજારતાં.

‘‘મેં શહેરના રસ્તા જોયેલા નહીં, તેથી કોઇપણ ધંધો કરવામાં મને બીક લાગતી હતી. આ વિચારોમાં હું બીમાર પડી જતી.

દવાનો ખર્ચો થશે એ વિચારે વધુ બીમાર થઇ જતી. ત્યાં વળી મને પેટ રહ્યું. અમે બંનેએ ગરભ પાડી નાખવા બહુ મહેનત કરી પણ કંઇ જ વળ્યું નહીં. મારી માને આ વાતની જાણ મળી તે મને આવીને કહેવા લાગ્યાં કે બાળકને જનમ દઈને પછી મને આપી દેજે, હું તેને મોટું કરીશ.

''એક વાર મારાં સાસુ મને શાકભાજી વેચવા લઇ ગયાં. ચાર દિવસ સાથે ગઇ તો મને અનુભવ થઇ ગયો. પછી હું એમ કરતા એકલી વેચવા જવા લાગી. બપોરે ટોપલી, રાત્રે સિલાઇ, ને વહેલી સવારે છાશ વેચવા જતી. આમ કરતાં મને પહેલો છોકરો થયો, તેથી મારું કામ બંધ થઇ જાય તેવું થઇ ગયું! ઘરમાં ખાવા-પીવાના પણ ટંક ગણવા પડે તેમ હતું. તેથી બાળકને પિયરમાં આપી દીધું. મારાં ભાભી બાળકને ધવરાવતાં ને સાચવતાં. આમ ને આમ કામ કરી કરીને મારા પતિને મેં ધોરણ ૧૨ સુધી ભણાવ્યા. દાગીના પિયરથી લાવેલી તે પણ વેચી દીધા.

''મારા સસરાની તબિયત બગડી. તેમને રક્તપિત્તનો રોગ થયો. તેમની સારવારમાં અમે પતિ-પત્ની બન્ને હાજર રહેતાં. સસરાનાં બા-બાપુજી પણ અમારી સાથે રહેતાં હતાં. તેવામાં મેં એક પુત્રીને જન્મ આપ્યો. આ વખતે અમારી પરિસ્થિતિ એટલી ખરાબ હતી કે દાયણને આપવા એક રૂપિયો સરખો નહોતો. મારી સાસુએ કહ્યું કે સુવાવડમાં તારે ઘી ખાવું હોય તો તારા બાપાના ઘરનું બેડું વેચી દે. મેં કહ્યું કે બેડું વેચીને મારે ઘી ખાવું નથી. એવામાં પિયરમાં મારાં ભાભીએ બે બાબાઓને જનમ આપ્યો. મારા પિયરથી મારા ભાઇના સમાચાર આવ્યા કે તું પુત્રીને લઇને અહીં આવી જા. એક બાબાને તું ધવરાવજે અને તારા ભાભી સાથે રહીને તારી પુત્રીને મોટી કરજે.

“વરસાદે મારી કઠણ પરીક્ષા લીધી. એક બાજુ સાસરીનું દુઃખ, બીજી બાજુ ભાઇનું ઑપરેશન, અને વરસાદ એટલો બધો પડ્યો કે અમારા નીચાણવાળાં ઘરોમાં પાણી ભરાઇ ગયાં. મારા ભાઇને ઘેર જવા નીકળી. હાથમાં નાનું આઠ દિવસનું બાળક, કમ્મર સુધીનાં પાણી, રાતનો ટાઇમ, માથે વીજળીના કડાકા, ને મૂશળધાર વરસાદ. રસ્તામાં એક અજાણી ચાલીમાં કોઇને ઘેર રાત રાકોઇ જવું પડ્યું. તે દિવસોમાં બહુ દુઃખ પડેલું. મારા ભાઇને મળવા જવા જેટલા પૈસા પણ નહીં. મારા ભાઇ મને ઘેર પાછા જવા પૈસા આપતા તે હું ચાલીને બચાવતી અને તેમાંથી રસોઇ બનાવતી.

“આમ મારાં બાળકો દસ વરસનાં થયાં બાદ મારા જીવનમાં પલટો આવ્યો. મારા પતિને ટેલિફોનખાતાની એક નોકરીનો ઑર્ડર આવ્યો. શરૂમાં ૫૦૦/- રૂપિયા પગાર હતો. ઘરનો બધો વહીવટ અમને આપી દીધો.

“મારા સસરા બીમારીમાં મરણ પામ્યા. બે વરસમાં ઘરમાં ત્રણ ઘરડાં હતાં તે બધાં મરી ગયાં. સમાજની રીત મુજબ ક્રિયા કરી.

“ઘણું દુઃખ વેઠીને બાળકોને ભણાવ્યાં. મોટા પુત્રને ૧૨મું પાસ સુધી અને પુત્રીને ૧૦મું પાસ સુધી ભણાવ્યા. પુત્રનાં લગ્ન ૧૫ વરસે કર્યા, પછી પુત્રીનાં લગ્ન કર્યાં. પુત્રને નોકરી ન હતી તો તેને લાકડાનું પીઠું નાખી આપી ધંધો કરી આપ્યો. તે રિક્ષા પણ ચલાવે છે.

“ઘરની જવાબદારી બહુ બોજારૂપ લાગતી, પણ નભાવતી હતી. પૈસે ટકે પરેશાન હતી. મારે પૈસાની જરૂર પડી. મારા દૂરના જેઠે મને કહ્યું કે જા સેવા બેંકમાં, ત્યાં દાગીના પર લોન મળે કદાચ. બેંકમાં જ મને અમારી જાતવાળાં ચંપાબેન મળી ગયાં. તેમણે મારું

ખાતું ખોલાવ્યું, લોન અપાવી. ફરી બીજી લોન લીધી ને નિયમસર ભરી. આમ બે લોન લીધી ત્યારે અમારા દેવાં બધાં પૂરાં થયાં ને દાગીનો પાછો અકબંદ રહ્યો.

''બન્યું એવું કે અમારા વિસ્તારનાં ટોપલાંવાળાઓએ મને તેમની આગેવાન ચૂંટી. એટલે મારે તો મિંટિંગો પર મિંટિંગો કરવાની આવે. એક વખત મને સ્ટેજ પર લાવી માઈક ઉપર બોલવાનું સોંપ્યુ. મને જેવું આવડ્યું તેવું બોલી. પ્રશ્ન કંઈક કરફ્યૂનો હતો. બધાંએ તાળીઓ પાડી. મને નવાઈ લાગી. મને તો ખૂબ જ શરમ આવતી હતી. વીમો, લવાજમ - બધાં મારાં જ કામો. તેને હું બહુ હોશથી કરતી. તેવામાં 'સેવા'ની કારોબારીની ચૂંટણી આવી. મારા પ્રતિનિધિઓએ મને ફરી ચૂંટી કાઢી. આ તો મારી પાયરી ચઢી. હારતોરા કર્યા, ખ્યાતિ વધી.

''દિલ્હી જવાનું થયું દિલ્હીમાં મોરચો કાઢેલો રાષ્ટ્ર કક્ષાએ પ્રતિનિધિત્વ માગવા માટે. બેન ને હું, અમે બધાં પકડાઈ ગયેલાં, કસ્ટડીમાં રાખેલાં.

''મેં બાલસેવાની લાંબી તાલીમ લીધી. અને પછી મને એક આંગણવાડી (દિવસ કેન્દ્ર) ચલાવવા આપી છે. બધાં જ બાળકોની માની ગરજ હું સારું છું.

''સેવા'માં મને સૌથી વધારે એ ગમે છે કે અહીં મારું સાત ચોપડી ભણેલું કામમાં આવે છે. મારો ટોપલો તો ખરો જ હોં. હવે બે લારીઓ પણ કરી છે.

''બસ, એક તમન્ના છે કે પાંચ હજાર આગેવાનોને ચુનંદા તૈયાર કરીને દિલ્હી સુધી જઈને શ્રમજીવી બેનોના હકો મળે તેવા બધાને હચમચાવી દઉં.

# શક્તિકરણનું બીજું નામ સ્વાશ્રય

આર્થિક તાકાત વિના ગરીબ બહેનો તેમને મળેલા રાજકીય હકો અખત્યાર નહીં કરી શકે, તે અમને સામે ભીંતે લખેલું સ્પષ્ટ દેખાય છે. તેથી જ 'સેવા'નો ખાસ ઝોક આર્થિક તાકાત કેળવવા પ્રત્યે રહ્યો છે.

પણ હજુ મજલ બહુ લાંબી છે. વૈશ્વિક બજારોના વાયરાનો ઝપાટો એવો પ્રબળ છે કે પ્રજા પોતાના જ મજબૂત આર્થિક સંગઠનો વિના ક્યાંની ક્યાંય બહાર ફેંકાઈ જશે. હા એ ખરું કે જો પ્રજાનાં આર્થિક સંગઠનો મજબૂત સદ્ધર હોય તો વિશ્વબજારનો સીધો કાયદો લઈ પણ શકે છે. આ મોટો પડકાર આપણા સૌ સામે ઊભો છે.

તેથી જ શ્રમજીવી પ્રજાએ એ પડકાર ઝીલવાની શક્તિ કેળવવી પડશે. દૂધમંડળી હોય કે મત્સ્યોદ્યોગ, કારીગરોની મંડળી હોય કે બચતમંડળ, ખેતીનાં દ્રાકરાજૂથ હોય કે નાબાર્ડના 'સેલ્ફ હેલ્પ ગ્રુપ્સ' - સૌને પોતાના મેનેજરો, જોઈએ. તે કોણ આપશે. તેઓને 'બિઝનેસ પ્લાનિંગ', નાણાંનો વહીવટ, ધિરાણની ચકાસણી, માર્કેટિંગ - આ બધું શીખવવા માટેની શાળાઓ અને શિક્ષકો આજે ક્યાંય છે ખરા? તેમના પેટિયું રળતા વ્યવસાયોને નફાકારક ઉદ્યોગોમાં રૂપાંતર કરવામાં નહીં આવે તો આ વૈશ્વિક ખુલ્લા બજારમાં ગરીબો રખડતાં થઈ જશે. આ દિશામાં સેવા અકાદમી અને સેવા બેંક ઉઘાડપગા મેનેજરો (બહેનો) ગામડે ગામડે તૈયાર કરવામાં લાગેલાં છે. આ તો 'સેવા'નો નમ્ર પ્રયાસ છે - હજુ તો મજલ બહુ લાંબી છે.

ગરીબ સ્ત્રીઓનું શક્તિકરણ (એમ્પાવરમેન્ટ) ક્યારે થાય? નક્કર પરિભાષામાં, જ્યારે પૂર્ણ રોજગાર અને સ્વાવલંબન પ્રાપ્ત થાય ત્યારે. મારો અનુભવ કહે છે કે જ્યારે સ્ત્રીની આવક વધે,

રોજગાર સ્થિર થાય, સાધનો અને મિલકતની માલિક બને, ત્યારે સ્ત્રીની આર્થિક સદ્ધરતાનો, આઝાદીનો, સ્વાયત્ત થયાનો ખરો અનુભવ થાય છે. સ્વાવલંબી થવાનું છે બે રીતે : આર્થિક રીતે અને નિર્ણય લેવામાં, વ્યક્તિગત તરીકે તેમ જ સંસ્થાગત રીતે.

'સેવા'નાં બહેનો તેમનાં યુનિયનો અને સહકારી મંડળીઓ જાતે ચલાવતાં શીખ્યાં છે, અને જ્યારે તેના બોર્ડ અને કમિટીઓ પર બેસે છે ત્યારે ભેગાં મળીને જાતે નિર્ણય લેતાં થયાં છે. તેમને વેપારીઓ સાથે તેમ જ માલિકો, સરકારી અધિકારીઓ, બેંકો સાથે હવે સમકક્ષ બનીને એક જ ટેબલ પર બેસીને વાતચીત કરીને કામ પાર પાડવાનું આવે છે. અગાઉ તો માલિક-નોકર કે શેઠ-મજૂરનો સંબંધ હતો, તેમાંથી સમકક્ષ થવાની એ સળંગ યાત્રા બહુ ધીમી, કાંટાળી, પીડા આપનારી હોય છે. પણ તેના સિવાય બહેનોને હવે બરાબર સમજાઇ ગયું છે કે આર્થિક તાકાત વગર બીજો રસ્તો નથી. અમારા રાજકીય અધિકાર અર્થવિહીન છે બધાયનો સારનો સાર એ છે. એ જાણે છે કે મારા હાથ પર કાયમી કામ હોવું જોઇએ. તેમાંથી વાજબી વળતર મળવું જોઇએ, પેટભર ખાવાનું મળવું જોઇએ, ઉપરાંત માંદેસાજે દવાદારૂ, બાળકોની સંભાળ અને સાથે છાપરું જોઇએ. બસ, કમ સે કમ આટલું મળે ત્યારે પૂર્ણ રોજગાર પ્રાપ્ત થયો કહેવાય. આટલું પ્રાપ્ત ન થાય ત્યાં સુધી આપણી લડત ચાલુ. હારીએ તો પુનશ્ચ હરિ ઓમ!

કઇ જાતની સંસ્થા બહેનોને શક્તિકરણ તરફ લઇ જાય? દયાદાન આપતી કલ્યાણકારી સંસ્થા નહીં. એક જ વ્યક્તિની આંગળીને ટેરવે નાચતી સંસ્થા પણ નહિ. સંસ્થા તો સભ્યોની જ હોય અને અંકુશ પણ તેમનો જ હોય. રામપુર ગામમાં બહેનોની દૂધમંડળીએ જમીન છીનવતી ટોળી (પુરુષો)ને સખત 'ફાઇટ')

આપવી પડેલી કેમ કે તેમની માથાસમી આવેલી ડાંગર જમીન સહિત એ ટોળી બથાવી પાડવા માગતી હતી. વૃક્ષઉછેર મંડળી 'વનરાજી'નાં બહેનોએ ભરવાડ ભાઈઓ સામે આબાદ ટક્કર ઝીલેલી કે રખેને તેમને સરકારે આપેલી પડતર જમીન ઝૂંટવાઇ જાય, અને તેઓ ફરી પાછાં સાવ હાથેપગે થઇ જાય! શાકવાળાંની મંડળી 'હરિયાળી' એવું કમાયાં, એવું કમાયાં કે તેમના વધારામાંથી 'સેવા' યુનિયનને એક મકાન ભેટ લઇ આપ્યું! અને યુનિયને, અલબત્ત, શાક-ટોપલાંવાળાંને બજારમાં બેસવાનો જગ્યાહક સુપ્રિમ કોર્ટમાંથી આણી આપ્યો. મૂળ વાત એ છે કે સંઘર્ષ પ્રક્રિયામાં એક એક ડગલે લડનારાંમાં આત્મશક્તિનું સિંચન થાય, નહીં કે વેરઝેરનું, એ સાચા સંગઠનનું મહાત્મ્ય છે. આમ કરતાં જ બહેનો દેશતંત્રના મધ્યપ્રવાહમાં પ્રવેશે છે. 'સેવા' યુનિયન, સેવા બેંક, સેવા સહકારી મંડળીઓ એકબીજા સાથે એક શરીરે જોડાયેલી છે કેમ કે બહેનો તો એનાં એ જ છે, ભલે કાનૂનગત માળખાં અલગ. કોઇ યુનિયન તો કોઇ સહકારી મંડળી પણ 'સેવા' પરિવાર ૨,૧૨,૦૧૬નો વડલો એક.

સભ્ય-બહેનોના વ્યક્તિગત જીવનમાં પણ સામૂહિક જીવનના અનુભવને કારણે ગજબની શક્તિ આવે છે. ફમીદાબી પોતાને ગામથી બીડી-કામદારોની મિંટિંગમાં અમદાવાદ આવી રહ્યાં હતાં. દીકરો માથે પેટી મૂકીને આગળ ચાલે છે. ફમીદાબી બુરખો ઓઢીને પાછળ-પાછળ. એકથી, બીજેથી, ત્રીજું ફળિયું ઝડપથી પસાર કરતાં જાય છે કેમ કે વખતસર બસ - સ્ટેશન પર પહોંચવું છે. ફળિયે બધાં, 'આવજો', 'ખુદા હાફીઝ', 'ફતેહ કરીને આવજો' કહી શુભેચ્છા આપતાં જાય છે. આ બધાંએ ફમીદાબીને પોતાના પ્રતિનિધિ તરીકે સર્વસંમતિથી ચૂંટેલાં છે. ફમીદાબી ગાંધીનગરમાં શ્રમમંત્રીને

ભાવવધારા માટે 'સેવા'ના પ્રતિનિધિ મંડળમાં જોડાવાનાં છે એ સૌને ખબર છે. ફમીદાબી ગંભીર છે. તેમના મન પર એક ઉત્તરદાયિત્વનો હળવો-શો બોજ હશે. ત્યાં છેલ્લે ફળિયે ઓટલે ઊભેલી રબિયા ખાતૂને ચિલ્લાઈને કહ્યું, "ખાલા! ક્યા બુરખા પહેન કે કરાંતિ કરોગી?" ચીડવવા કહ્યું કે સાચા મનથી તે તો રાબિયા જાણે પણ ફમીદાબીને તો હાડોહાડ લાગી આવ્યું! તેમણે પગ પાછા વાળ્યા. પાછાં ઘેર પહોંચ્યાં ને બુરખો ઉતારીને આવ્યાં! બસ-સ્ટેશન પર દીકરાએ જેવાં 'બેપરદા' માને જોયાં, તેનાં ભવાં ચડી ગયાં, મા જોડે અબોલ થઈ ગયો, વિદાય વેળાના બે શબ્દો પણ ન બોલ્યો! ફમીદાબીની બસ ઊપડી. તે વિચારતાં રહ્યાં, મનને પ્રશ્ન પૂછ્યા કર્યો કે મેં યોગ્ય કર્યું કે અયોગ્ય? પણ દર વખતે અંદરથી જવાબ આવતો હતો કે તેમણે યોગ્ય જ કર્યું છે, મને કારણ આપતાં તેમણે કહ્યું કે, "આજ મેરી બહૂ કો મૈંને આઝાદ કી." દસ વર્ષ પહેલાંની વાત છે. ફમીદાબી મધ્યપ્રદેશની 'સેવા'માં અધ્યક્ષ બન્યાં. આજે તે હયાત નથી પણ કેટલી બધી વહુ-દીકરીઓને આઝાદ કરી ગયાં!

ખાસ કરીને ગરીબ બહેનો જ્યારે પોતાના વ્યવસાયના આધારે સંગઠિત થાય છે - ન્યાતજાત કે મહોલ્લાના આધારે નહીં - પણ પોતાના રોજગારના આધારે સંગઠિત થાય છે ત્યારે સમાજજીવનમાં બે બાબતો બને છે : એક તો સ્ત્રીને પોતાને સમજાય છે કે એ 'કામદાર' છે, યા 'ઉત્પાદક', કે વેપારી છે. નહીં કે માત્ર કોઈની પત્ની, માતા યા ગૃહિણી. રાષ્ટ્રીય આવકમાં મારા શ્રમનું પ્રદાન છે તેથી તેમાં મારો ભાગ પણ છે આ બાબત તેને પાકી સમજાય છે. પોતાના સંગઠનમાં વિવિધ સ્તરે ભાગ લેતાં તેને પોતાની આવડતોનાં દર્શન થાય છે, આત્મવિશ્વાસ વધતો જાય છે. યુનોએ (એસ્કાપ)

કરેલા 'સેવા'ના ઈમ્પેક્ટ (૧૯૯૧) અભ્યાસનાં તારણો સમજવા જેવાં છે. 'સેવા'નાં પર ટકા બહેનો પોતાને ઘરનાં વડા તરીકે માને છે અને ૨૦ ટકા સહ વડા તરીકે માને છે. તેઓ કહે છે કે "દરેક બહેને આર્થિક રીતે પગભર થવું જ જોઈએ, સ્ત્રીની પણ માલિકી કુટુંબની અને સમાજની મિલકત પર હોવી જોઈએ." ૧૦૦ ટકા બહેનોએ જણાવ્યું કે પુરુષો કરતાં સ્ત્રીઓના કામના કલાકો વધુ છે. 'સેવા'માં જોડાયા પછી કુટુંબમાં તેમનું સ્થાન થોડું ઊંચું આવવા લાગ્યું છે. તેમના વિચારોનું વજન પડે છે. ૩૨ ટકા બહેનોના કુટુંબની મિલકત (જમીન, ઘર) ખરીદતી વખતે અભિપ્રાય લેવામાં આવેલો. ૩૫ ટકા બહેનોએ તેમનાં દીકરા-દીકરીનાં લગ્ન બાબતમાં સ્વતંત્ર નિર્ણય લીધેલો. બધાં જ બહેનોએ (૧૨૦૦) જાહેર સભાઓ તથા સરઘસોમાં ભાગ લીધેલો જ્યારે તેમના પુરુષમાં માત્ર ૧૫ ટકાનું જ પ્રમાણ હતું. દરેક બહેને પંચાયત યા નગરપાલિકા યા પોલીસ, સરકારી કે બેંકના અધિકારી સાથે કામ પાડેલું જ્યારે તેમના પુરુષોમાં માત્ર ૪ ટકાએ જ તેમ કરેલું. દેશની ગઈ સામાન્ય ચૂંટણીમાં બહેનોએ પોતે જ નિર્ણય લીધેલ કે કોને મત આપવો. અને ૩૬ ટકાએ ચૂંટણી સભાઓમાં હાજરી આપેલી.

બીજી બાબત વ્યાવસાયિક ધોરણે બંધાયેલ સંગઠનને કારણો એ બને છે કે બહેનોમાં અંદરોઅંદર ભાવાત્મક એકતા પ્રગટે છે. કોમ, પ્રદેશ, ભાષા, ધર્મના ભેદ ધીમેધીમે ઘટીને એકબીજાનાં સુખદુ:ખમાં મદદરૂપ થાય છે. માણેકચોકમાં શાકવાળાં વાઘરી બહેનો હડતાળ પર બેઠાં ત્યારે ઘરખાતા મુસ્લિમ ચીંદી-કારીગરોએ હડતાળિયાઓનાં બાળકોને સાચવી લીધાં અને કાગળ વીણનાર હરિજન બહેનોએ ખાવાનાં પડીકાં પૂરાં પાડ્યાં. આમ સૌનો સહકાર મળતાં શાકવાળાં વાઘરી-બહેનો હડતાળમાં જીતી ગયાં. સંઘબળ જેવું કોઈ બળ નથી, જો તે રચનાત્મક માર્ગ સત્યના સિદ્ધાંત પર

ચાલે તો બહેનોમાં  આ સેવાભાવના હજુ સુધી જળવાઈ રહી છે. કોઈપણ મજૂર-સંગઠન માટે કોમી એકતા અનિવાર્ય છે.

જ્યારે આર્થિક ધોરણે ગરીબોના સંગઠન બને છે ત્યારે તેઓ સંઘરચનામાં નવા ચીલા પણ પાડે છે. જેમકે શિક્ષિકા તથા માતાઓએ ભેગાં મળે ને 'સંગિની' નામની સહકારી મંડળી બનાવીને પોતાનાં જ બાળકોની સંભાળ લીધી. સરકારી બાલવાડી આવવાની રાહ જોઈને બેસી ન રહ્યાં. ખારાઘોડાનાં મીઠા-કામદાર-બહેનોનાં બાળકેન્દ્રોમાં માતા-શિક્ષિકા એકરૂપ બનીને બાલસેવા કરે છે. મને ક્યાં પગાર મળે છે, તે હું પારકાં બાળકોને જોઉં એવો ભાવ માતાઓએ રાખ્યો નથી. 'લોકસ્વાસ્થ્ય' આરોગ્ય મંડળી પણ પ્રથમ પ્રકારની મંડળી છે જેની લેડી-ડૉક્ટરથી માંડીને દાયણ સુધીનાં ૧૦૦ જેટલાં આરોગ્યસેવિકાઓએ સાથે મળીને રચના કરી.

મંડળીએ બે મ્યુનિસિપલ જનરલ હૉસ્પિટલોમાં ત્રણ પાળીના દવાઓનાં કાઉન્ટર જ્યારે ખોલ્યાં, તે દિવસે ત્યાંના દવાબજારમાં સોપો પડી ગયો. એક જ અઠવાડિયામાં આસપાસના કૅમિસ્ટોની દુકાનોને તેમની રાતપાળી બંધ કરી દેવી પડી, અને બે મહિનામાં તો ત્રણ કૅમિસ્ટ-દુકાનો ત્યાંથી ખસી ગઈ! આવો છે પ્રભાવ સહકારિતાનો. તંગદિલી જોકે હજુ ટાઢી પડી નથી. ધન્ય છે લોકસ્વાસ્થ્ય કાઉન્ટરનાં કૅમિસ્ટ-બહેનોને કે જે દવાના હોલસેલ-રિટેલ વેપારીઓથી તે છેક આરોગ્યમંત્રી સુધીની ટક્કર ઝીલી રહ્યાં છે. એવી બીજી છે 'સૌંદર્ય મંડળી'. તે સફાઈનાં કામો લઈને ખૂબ જ ગરીબ કાગળ વીણનારાં બહેનોનાં જીવન ઊંચાં લાવે છે. તેમની લડતમાં એક કાનૂની સિદ્ધાંત તેમણે પ્રતિપાદિત કર્યો કે એક ઔદ્યોગિક એકમમાં કર્મચારીઓના યુનિયનને પ્રતિનિધિ તરીકે કર્મચારીઓની રોજગાર પરિસ્થિતિ અંગે વાટાઘાટ કરવાનો જેટલો અધિકાર છે તેટલો જ અધિકાર તે એકમનાં કર્મચારીઓની સહકારી

મંડળીને પણ પ્રતિનિધિત્વનો છે. કોર્ટનો આ ચુકાદો અનન્ય અને ઐતિહાસિક છે. આમછતાં 'સૌદર્ય'નો કર્મચારી યુનિયન સાથે રોજિંદો સંઘર્ષ હજુ પતી ગયો નથી.

સૌથી અનન્ય તો દાયણોની મંડળીઓ છે. અને 'વિડિયો સેવા' મંડળી પણ. 'સેવા'એ ગાંધીનગર જિલ્લામાં દાયણોની વસતિગણતરી કરી (૧૯૯૦). તેમાં જોયું કે ૭૮ ટકા સ્ત્રીઓ હજુ દવાખાનાંઓમાં નહીં પણ ઘેર દાયણો પાસે જ પ્રસૂતિ કરાવે છે. જ્યારે બીજી બાજુ, દાયણોની સંખ્યામાં છેલ્લાં પાંચ વર્ષમાં એકે પણ દાયણનો ઉમેરો થયો નથી. અર્થાત્ દાયણોની સંખ્યા ક્ષીણ થતી જાય છે, અને પ્રાથમિક આરોગ્ય કેન્દ્રો તો સૌને પહોંચી શકતાં નથી. ખાનગી ડૉક્ટરો તો પોસાય નહીં. ત્યારે મરો તો બિચારી પ્રસૂતાઓનો જ ને કે જેણે વૃદ્ધ અશક્ત બનતી જતી દાયણોને આધારે જીવવાનું.

વસતિગણતરી બાદ 'સેવા'એ સશક્ત દાયણઓને વીણીને તેમની ખૂબ જ ઘનીષ્ટ તાલીમ આરોગ્ય ખાતા મારફત હાથ લીધી. બીજે વર્ષે દાયણોએ તેમની મંડળી રચી, જેનું નામ 'ક્રિષ્ણા'. 'ક્રિષ્ણા'ના હાથ આજે કામોથી ભરચક છે. પ્રસૂતિનું કામ તો મૂળ ખરું જ, ઉપરાંત પાંચ વર્ષ સુધીનાં બાળકોની તપાસ, સગર્ભાઓની નિયમિત તપાસ, જરૂરી સલાહ સારવાર, પરિવાર નિયોજનનાં બધાં કામો તથા સામાન્ય રોગોના ઉપચાર કરે છે. સાચા અર્થમાં તે ઉઘાડપગા દાકતરની ગરજ સારે છે. ધોળો કોટ, હાથમાં 'કીટ'ની બૅગ લઈને પ્રસૂતાને ઘેર ઉતાવળે પગલે ચાલતાં દાયણ બહેનને ગામમાં હવે કોઈ હસતું નથી કે પાછળ કૂતરાં ભગાડતું નથી.

# સંચાર માધ્યમો

## 'અનુસૂયા' પાક્ષિક

આ યુગ ત્રણ 'યો'નો યુગ છે - રેડિયો, ઓડિયો અને વિડિયો. આ ત્રણેય સાધન શિક્ષણનાં મહત્ત્વનાં સાધન બની શકે તેમ છે, એટલે 'સેવા'એ પણ તેમનું શરણું લીધું છે. અનુભવ છે કે કોઈને કશું સંભળાવો અને એને યાદ રાખવામાં જેટલી મહેનત પડે તેના કરતાં ઘણી ઓછી મહેનતમાં જોયેલી ચીજને માણસ યાદ રાખી શકે. શ્રાવ્ય સાધનો કરતાં દૃશ્ય સાધનો વધુ ઉપયોગી સિદ્ધ થયાં છે.

આ સંચાર માધ્યમોમાં છાપું - પત્રિકા એ બહુ મોટો ભાગ ભજવે છે. કાર્યકરો કાંઈ વારંવાર સભ્યોને ઘેર પહોંચી ન શકે. આવું ઘેરઘેર પહોંચનારું સાધન તો પત્રિકા જ છે, એટલે સભ્ય-બહેનોની 'સેવા' અંગેની વિચારધારા સ્પષ્ટ થતી રહે. નવા વિકાસમાં સંયોજન કરવા ઘડતર થતું રહે, વળી સ્વાશ્રયી બહેનોનું રાષ્ટ્રના વિકાસમાં સંયોજન કરવા ઘડતર થતું રહે એ દૃષ્ટિએ ૧૯૮૨થી 'સેવા'ના મુખપત્ર રૂપે 'અનુસૂયા' નામનું પાક્ષિક પ્રગટ થતું રહે છે.

આ અસંગઠિત ક્ષેત્રના શ્રમજીવી બહેનો પોતાની વાત સમજી શકે અને પોતાના કામને દૃશ્યમાન કરી તેમની સમસ્યાઓને વાચા આપી શકે તેવું અનોખા પ્રકારનું છાપું 'અનસૂયા' અત્યારે સોળમા વર્ષમાં આગેકૂચ કરી રહ્યું છે. 'અનસૂયા'ના વિશાળ વાચકવર્ગમાંનો કેટલોક અશિક્ષિત વર્ગ તેને 'અમારું છાપું' ગણે છે. અમારાં સમગ્ર વાચકોનો એ જ મોટો સાથ છે, મોટી હૂંફ પણ છે. તેથી જ તો દશાબ્દી અંકમાં 'અનસૂયા'ના દશ વર્ષના અંકોનો અભ્યાસપૂર્વકનો

નિચોડ તારવીને વિવિધ અભ્યાસીઓએ રસદર્શન કરાવ્યું છે - જેણે અમારા ઉત્સાહને અનેકગણો વધાર્યો છે. ત્યારે જ તો આજના થોકબંધ પ્રગટયે જતાં વૃત્તપત્રો વચ્ચે પણ 'અનસૂયા'નું અવિચળ સ્થાન અમારી શ્રમશક્તિનું સુકાન બની રહ્યું છે.

શ્રમજીવી મહિલાઓની સાથે-સાથે સમગ્ર મહિલાવિશ્વને એક તાંતણે બાંધવા હમેશાં તત્પરતા દાખવતા આ પાક્ષિક 'અનસૂયા'નો વિશાળ અને સર્વવર્ગીય વાચકવર્ગ છે. અભણ કે નિરક્ષર બહેનો આ પખવાડિકની સામગ્રી બીજાં પાસે વંચાવીને પણ જ્યારે પોતાના મનની વાત તેમાં રજૂ થયેલી સાંભળે છે ત્યારે તેમને પોતાનું જ કંઈક હોય તેમ લાગે છે. એવો જ પ્રતિભાવ સાક્ષરો અને સામાજિક કાર્યને વરેલાં બહેનો પાસેથી પણ સાંપડતો રહ્યો છે.

જન્મથી પંદર વર્ષ સુધીનો 'અનસૂયા'ના સ્વયંસેવી જાગરણનો મહિમા ગાવા બેસીએ તો પંદર વર્ષના ૩૬૦ અંકો પેલી બત્રીસ પૂતળીઓની જેમ એક એક વાર્તારૂપ જાણે સાક્ષી આપતા હોય તેવા લાગે છે.

૧૯૯૧ની વસતિગણતરીમાં 'હું અને મારું કામ' એ દર્શાવવા માટે ઘેર બેસીને કામ કરતાં બહેનોને 'કામદાર'ની ગણતરીમાં લેવા માટે 'અનસૂયા' દ્વારા બહેનોને પોતાની સાચી માહિતીની વિગત વસતિગણતરીના ફોર્મમાં ભરવા માટે ખાસ સમજ આપતો લેખ છપાયેલ, જેની અસર ગુજરાતનાં ગામડાંનાં અને શહેરોના વિશાળ શ્રમજીવી વર્ગ પર એવી સચોટ થઈ કે 'અનસૂયા'નાં ગામોમાં વસતિગણતરીના ગત હેવાલ કરતાં આ વખતના રિપોર્ટિંગમાં ૮૪ ટકા વધારો નોંધાયો!

જ્યોત્સ્ના દરજી કામ કરે છે, તેનાં નાનાં ભાંડુઓને ભણાવે છે. દરજીકામ શીખવીને થોડુંઘણું કામ પણ લે છે. તે એક કચેરીમાં

નોકરી પણ કરે છે. તેના પિતા સાવ નિષ્ક્રિય છે. ઘરનો નિભાવ તથા વ્યવહાર બધું જ્યોત્સ્ના પર આધારિત છે. તેમ છતાં જ્યારે તેને પ્રશ્ન પૂછ્યો કે તમારા ઘરમાં મુખ્ય વડા કોણ? તો જ્યોત્સ્નાએ કહ્યું કે 'મારા પિતા'! વડીલના સન્માનની દૃષ્ટિએ આ જવાબ યોગ્ય છે. પણ ૧૯૯૧ની વસતિગણતરીના સવાલના જવાબમાં નહીં. અહીં જ્યોત્સ્ના જ મુખ્ય માણસ નોંધાય. પણ એ જવાબ ખુદ જ્યોત્સ્નાએ આપવો પડે.

તાજેતરમાં 'અનસૂયા'એ પોતાનું ટ્રસ્ટ બનાવ્યું છે - 'શ્રી મહિલા સેવા અનસૂયા ટ્રસ્ટ.' શ્રમજીવી માતાઓની કન્યાઓ માટે ટ્રસ્ટે 'આંકાશગંગા' નામે માસિક-પુસ્તિકા શરૂ કરેલ છે જેથી બાલિકાઓને આનંદ-મનોરંજન સાથે સામાન્ય વ્યવહારુ જ્ઞાન મળી રહે.

## વિડિયો-સેવા

વિડિયો-સેવા દસ વર્ષ કરતાં પણ વધારે સમયથી અસ્તિત્વ ધરાવે છે, અને વિડિયો-સેવા મંડળી એ બતાવ્યું છે કે તેઓ આધુનિક તકનિકનો ઉપયોગ ઘણી જ કુશળતાથી કરી શકે છે. એમાં કોઈ જ શક નથી કે વિડિયો-સેવા વિડિયોના માધ્યમ દ્વારા અને તેની ક્ષમતાથી ગરીબ બહેનોને સંગઠિત કરી તેઓમાં જાગૃતિ લાવ્યાં અને તેમના મુદ્દાઓને આગળ કર્યા.

વિડિયો-સેવાએ ગામડાંને તેમનું કાર્યક્ષેત્ર બનાવવા માટે તાલીમ ઊભી કરી. તેમાં ગુંદર ભેગો કરનાર, તમાકુ-કામદાર, બીડી-કામદાર જેવાં ગ્રાસરૂટ બહેનોને વિડિયોના સાધનનો ઉપયોગ કરવાની તાલીમ આપી. અને આમ, બહેનોને ગામડાંમાં વિડિયોની સંચાર વ્યવસ્થાનું કેન્દ્ર સ્થાપવા માટે તૈયાર કર્યાં. અમદાવાદ દૂરદર્શન પર

એક વાર 'સેવા'-વિડિયોનું કામ સંભાળનાર બહેન લીલાબહેન દાતણિયાની કામગીરીનો સુંદર કાર્યક્રમ રજૂ થયો. એક નિશાળને ઓટલે સડેલાં ફળની છાબ લઈને વેચવા બેસનાર આ લીલીબહેનની વિડિયો-લીલા જોઈ હમેશાં જ મારું અંતર નાચે છે.

વિડિયો-સેવા ટીમ વિડિયોની કામગીરી સંભાળે છે. ક્યારેક બહારની સંસ્થા પણ વિડિયો-ફિલ્મ ઉતારવા વિડિયો વિભાગ પાસે માગણી મૂકે છે. વિડિયો પ્રોડક્શન વિકાસનું એક માધ્યમ છે. તેનાં સાધન વાપરવાનું સૌ કોઈ શીખી શકે છે. વિડિયો-સેવામાં કેમેરામેન કોણ છે? લીલાબેન. અને સાઉન્ડ રૅકોર્ડિંગ પર કોણ છે? ધનલક્ષ્મી કાપડ મારકેટની માથોડામજૂર મંજુલા. સાથે છે અરુણા, સ્ક્રીન પ્રિન્ટર મજૂરની દીકરી, દર્શના રૂઢિચૂસ્ત રજપૂતની પત્ની. ૭ જણીની ટીમ બધે ઘૂમીને જોઈ સાંભળીને વિડિયો-પ્રોગ્રામ બનાવે છે. 'સેવા' ને માટે જ, વ્યાપારી હેતુએ નહીં. સભ્યોનાં શિક્ષણ-તાલીમ માટે, નીતિ ઘડનારાઓને ગરીબોના પ્રશ્નો સમજાવવા માટે આ પ્રોગ્રામોનો ઉપયોગ થાય છે. હા, કદીક તેમને ઇનામો મળી જાય છે. ને કદીક દૂરદર્શન આમાંનો કોઈ વિકાસલક્ષી પ્રોગ્રામ હોય તો ખરીદી લે છે.

નીલમબેનના ઘરે બધાં ફોટોગ્રાફીનાં ધંધાવાળાં,'સેલ્ફ એમ્પ્લોઈડ.' નીલમબેન ઘરડાં સાસુ-સસરા, બે દીકરા, દીકરી, બે દિયરો - બધાંનુ ઘરકામ - રસોઈ બધુ સંભાળે. ઘડીક પગ વાળીને બેસવાનું તો હોય જ ક્યાંથી? પણ, અંદરનો અજંપો કંઈક નવું કરવાને સતપત થાય. એ નીલમબેન આજે વિડિયો-સેવાનાં મુખ્ય સંચાલક બન્યાં. કેટલાય દેશ-દેશાવર ફર્યાં અને ભાતભાતનાં ઇનામો પણ જીત્યાં. તેમના સસરા અને પતિ પ્રેસ-ફોટોગ્રાફર તથા લગ્નની વિડિયો ઉતારે. બે પુત્રો પણ એ જ વ્યવસાયમાં, પણ જ્યારે તે નાના હતા ત્યારે ઘેર આવેલા મહેમાનને ગર્વથી કહે કે મારા પપ્પા લગ્નની વિડિયો બનાવે, પણ મારી મમ્મી તો દૂરદર્શનની વિડિયો બનાવે!

## સાક્ષરતા

સેવા આકાદમીમાં કાર્યકર તથા સભ્ય-બહેનોને વિવિધ પ્રકારની તાલીમ અપાય છે. આગેવાની, કદમ, સાક્ષરતા, લેખનકળા, રિસર્ચ ઈનવેસ્ટીગેશન, દ્વાકરાજૂથ સંચાલન, કોમ્પ્યુટર, કોડીંગ એનાલિસીસ જેવાં વિવિધ કોર્યશિબિરો છેલ્લાં છએક વર્ષોમાં યોજાઇ ગયાં. આ શિબિરોમાં નિરક્ષર બહેનોને ખૂલતાં અને ખીલતાં જોવાં એ પણ એક લહાવો છે.

ઘણાં પૂછે છે કે સાક્ષરતાનું કામ આટલું મોડું કેમ? 'સેવા'ને તો પચીસ વર્ષ થયાં. મેં પણ અન્ય મધ્યમ વર્ગનાં બહેનોની જેમ એમ જ માનેલું કે વાંચતાં-લખતાં થશે કે ગરીબ બહેનોની અર્ધી મુસીબતો દૂર થશે. માનશો? મેં સત્તરથી અઢાર વખત અક્ષરવર્ગો શરૂ કર્યા પણ ન ચાલ્યા. ત્યારે અમને સમજાયું કે અક્ષરજ્ઞાન જોડે જીવનનો સંદર્ભ તો હોવો જોઇએ ને! એમના જીવનના તથા રોજગારના પ્રશ્નો દૂર થાય તેવું અક્ષરજ્ઞાન આપે તેવા શિક્ષકો ક્યાંથી લાવવા? છેક ૧૯૯૧માં હવે અક્ષરજ્ઞાન આપવું શરૂ કર્યું. વંદનાબહેને બહેનોને અક્ષરજ્ઞાન આપવા ૧૫થી ૧૮ અને ૨૫થી ૫૦ વર્ષનાં એમ બે અલગ વયજૂથો રચ્યાં ને વર્ગ ચાલ્યો. આ સાક્ષરતા વર્ગોનો સમય બહેનોના કામને અડચણ ન આવે એ રીતે રાખે તો જ એ ચાલી શકે. અક્ષરજ્ઞાન આપવાની પદ્ધતિ એકદમ સાદી ને સરળ રાખવામાં આવી છે, જેથી બહેનોને રસ પડે ને એ જલદી પકડી શકે.

સભ્ય-બહેનો પોતે જ સહી કરીને વહેવાર ચલાવતાં થઇ ગયાં છે. ધીરેધીરે વાંચતાં અને પત્ર લખતાં પણ થઇ ગયાં છે. ગરીબી સાથે રાતદિવસનો જંગ માંડીને બેઠેલાં બહેનોને ક-ખ-ગ મંડાવવા અઘરા તો છે જ, પરંતુ 'આંધળા અને અભણ બેઇ સરખા'- આ કહેવતનો અનુભવ અનેક વાર થઇ ગયો હોય એટલે મન ભણવાનું

તો કરે. ઘણાં બહેનો તો સપનાં પણ જુએ કે ક્યારે ખુરશી પર બેસું અને ટેબલ પરની ફાઇલોમાં કાંઇ કાંઇ લખ્યા કરું. બહેનોને અક્ષરજ્ઞાન મળે તે ખૂબ જરૂરી છે.

૫૫ વર્ષનાં સોનાબહેન ડબ્બા ધોવાનું કામ કરે. પતિ ફેરી કરતા. દીકરા જુદા રહે. બન્ને કામ કરે ને ઘર ચલાવે. તેમને ભણવાનું ખૂબ મન. 'સેવા'એ શરૂ કરેલ સાક્ષરતાના વર્ગમાં સોનાબહેન રોજ ભણવા જાય. ખૂબ જ હોંશીલાં સોનાબહેન ઘણુંબધું શીખી ગયાં. અંતરનો ઉમળકો ઉંમરને નથી જોતો. તે કહે છે કે થોડું પણ શીખીશું તો કોઇના ઓશિયાળા તો રહેવું ન પડે ને! અંગૂઠો કરતાં સોનાબહેન હવે સહી કરે છે, વાંચે છે. વધુ આગળ શીખવા વર્ગમાં નિયમિત જાય છે.

પરંતુ કયારેક સાક્ષરતા વર્ગના ગુરુ-શિષ્ય બદલાઇ પણ જાય. અભણા કહેવાતી સ્ત્રી જિંદગીના પાઠ તો ભણાવે જ, સમાજ ક્યાં ઊભો છે, તેનું પણ ભાન કરાવે!

ફૂલબાઇ ધોળકા તાલુકાની ગરીબ મહેનતુ બાઇ. મજૂરી કરીને પેટ ભરે. સાક્ષરતાના વર્ગ ભરે. એક દિવસ પરીક્ષા લેવાની હતી. રાત આખી યાદ કર્યું કે, ક - કમળનો ક, ગ - ગુલાબનો ગ. પણ સવારે ઊઠી ત્યારે બધું ભુલાઇ ગયું.

બપોરે વર્ગમાં ગઇ ત્યારે મોં પડી ગયેલું. બહેને ઠેરવી-ઠેરવીને પૂછ્યું ત્યારે બોલી, ''બહેન મને પહેલાં કહેશો કમળ એટલે શું?''

''અરે, તને એટલી ખબર નથી! તળાવમાં જે ફૂલ ખીલે તે કમળ કહેવાય!''

''પણ બહેન, તળાવ એટલે શું?'' ફૂલબાઇએ બીજો પ્રશ્ન પૂછ્યો.

''અરે તારા ગામ બહાર જ દેવડ તલાવડી નથી? એમાં જો પાળી ભરાય તો એ 'તળાવ' કહેવાય અને એમાં જ 'કમળ' ખીલે.''

"અરે બોન, પાણી કેવું? અમે તો દશ ગાઉં હાલીને પાણી લાવીએ ત્યારે પાણીભેળાં થઈએ. અમને ફૂલનાં આવાં નામ આવડે આંકડો, ધતુરો, તાંદળજો, મરચાં...."

વર્ગ પૂરો થાય ત્યાં સુધીમાં પાટિયા પરનો ક - કમળનો ક હવામાં ઊડી ગયો હતો!

'સેવા'કાર્યકર અક્ષરજ્ઞાન આપવા ગઈ, પણ ગામડાની નિરક્ષર બહેન પાસેથી 'સમાજશાસ્ત્ર' શીખીને આવી! વંદનાબહેન હવે પોલીસનો 'પ' બોલે કે તરત બધા સમજી જાય. અને ઉપરથી પોલીસ, કાયદો, શિસ્ત, સંસદ એ બધાય વિષયો 'પ'ની જોડે વણી લે.

'સેવા' પ્રવૃતિને આંકડામાં ટૂંકાણમાં આ રીતે દર્શાવી શકાય : ૧૯૯૬, યુનિયન પ્રવૃત્તિ દ્વારા ૩૮ હજાર સભ્યોની રૂપિયા ચાર કરોડ એંસી લાખ જેટલી આવકમાં વધારો કર્યો હતો, જ્યારે ગ્રામવિકાસ દ્વારા પાંત્રીસ હજાર બહેનોએ રૂપિયા નવ કરોડ સિત્તેર લાખની આવક ઊભી કરી. સેવા બેંક દ્વારા ૯૬ હજાર સભ્યો (ગામડાંના બહેનો સહિત) રૂપિયા એક કરોડ પચાસ લાખ જેટલી સ્ત્રી-માલિકીની અસ્કયામતો ઊભી કરી. ૨૦,૧૫૪ બહેનોને તથા ૩૧,૭૯૮ બાળકોને આરોગ્યસેવા પહોંચાડવામાં આવી. ૯૪૮૬ સભ્યોને કાનૂની સેવા પહોંચાડી. ૫૯૫ સભ્યોએ સંગઠકની તાલીમ લીધી.

તમામ સભ્યો જૂથ વીમા યોજનામાં આવરી લેવાયાં છે. તેઓ સરકારનાં 'રાહત કામો' પર આધારિત હવે રહ્યાં નથી - રાહતકામો જે હંમેશાં માટી ખોદવાના તેમ જ ઢેફાં તોડવાનાં જ કામો હોય તે શું ગરીબ જીવનનો ઉદ્ધાર કરવાનાં? આ બહેનો એકવાર સંગઠિત

થયાં ત્યારે નવું નવું કરવાની હિંમત અને સૂઝ આવી અને આપબળે કંઈક જીવનવિકાસ કરી શક્યાં. રચનાત્મક સંગઠન અનિવાર્ય છે, એનો કોઈ પર્યાય કે વિકલ્પ, નથી કોઈ ટૂંકો રસ્તો. આપ મૂઆ વગર સ્વર્ગે કોઈ પહોંચ્યું છે!

## સેવા ચળવળ

ગુલામી, ગરીબી, બેકારી, ભેદભાવની સ્થિતિમાં પડ્યા રહેવાનું કોને ગમે? આ તો એક અસહ્ય ફસામણ છે. તેમાંથી લાચારીની દશામાં ન આવી જવાય તે માટે ચળવળ જરૂરી છે. ભારતમાં એનેક ચળવળો - આંદોલનો થયાં છે અને આજે પણ સક્રિય છે. પર્યાવરણનાં આંદોલન તેવાં જ મહિલાઓનાં, દલિતોનાં, આદિવાસીઓનાં, માનવઅધિકારોનાં, મજૂરોનાં. આ બધામાં સર્વમાન્ય બાબત એ છે કે દરેક પ્રજાજન વચ્ચે દેશનાં સાધનોની ન્યાયપૂર્ણ અને સમાનતાપૂર્વક વહેંચણી. એ સૌ હાલની પરિસ્થિતિએ આર્થિક સ્તર પર મોટો ભેદ ઊભો કર્યો છે, પર્યાવરણ સ્તરે કટોકટી ઊભી કરી છે, સામાજિક સ્તરે ભેદભાવ અને વિષમતાઓને વધુ ઘેરાં બનાવ્યાં છે. અને આવી દુ:સ્થિતિમાં સ્ત્રીઓની દશા દયનીય બની છે.

'સેવા' પણ સ્વાશ્રયી બહેનોની એક ચળવળ છે. 'સેવા' માત્ર એક સંસ્થા નથી. શરૂ થઈ યુનિયનરૂપે અને યુનિયન જ સેવા-ચળવળનું પ્રભાવસ્થાન બન્યું. 'સેવા'ની ચળવળના મુદ્દાઓ છે રોજી-રોટીના અધિકારના. ગરીબ કામદારો, ઉત્પાદકો, સાહસિકો, વેચનારાઓના રોજગાર દ્વારા દેશની સમૃદ્ધિમાં એનું યોગદાન અદૃશ્ય અને વંચિત રહેતું હોવાથી આ શ્રમિક બહેનો દેશના ઉચ્ચસ્તર સુધી 'અવાજ' પહોંચાડવા મથી રહ્યાં છે.

ગરીબનાં ગરથ તો ગાંઠે જોઈએ. ગજવામાં રૂપિયા જોઈએ, તેમના બેંક ખાતામાં બેલેન્સ જોઈએ કે જેથી સ્થાનિક વ્યાજખોરો, કોન્ટ્રેક્ટરો, ઠેકેદારો, માટે ખેડૂતો સાથે તેમની લાચારીનો સંબંધ ન રહે. તો જ, ગરીબો તેમનો લઘુતાભાવ ત્યજી શકે. સ્ત્રી હોવાને કારણે, 'નીચી' જ્ઞાતિ હોવાને કે નિરક્ષરતાને કારણે, અનુભવાતી પરવશતાને સંગઠિત બળ વડે દૂર સંગઠનો રચવામાં ગરીબોને - ગરીબ સ્ત્રીઓને, સમાજના દરેક વર્ગે તથા સરકારે મદદ કરવાની જરૂર છે.

આ ચાર દાયકાની (૧૯૫૫-૧૯૯૫) શ્રમજીવી બહેનોની સેવાયાત્રાને સંક્ષિપ્તમાં વર્ણવવી હોય તો હું તો તેને 'દૂસરી આઝાદી' તરીકે વર્ણવવા ચાહીશ. ઊંડી ગર્ત્તામાં ડૂબેલાં ગરીબ બહેનોને ખોબેખોબે માટી નાખીને એ અંધારી ખાઈમાંથી બહાર ઉલેચવાનાં છે. મારાથી બન્યું તે મેં કર્યું છે. મારા અગણિત સાથીઓએ ખાડા પૂરવામાં અથાક મહેનત કરી છે. ગરીબી અને અસમાનતા જ્યારે હું દૂરથી જોતી ત્યારે હું ભયભીત થઈ જતી, પણ માટીથી ખાડા ભરવા જતાં અમને સૌમાં એક અનેરો ઉત્સાહ અને બાહોશી પણ જાગ્યાં છે, પ્રચંડ આશા જન્મી છે કે રચનાત્મક સંઘબળ વડે અમે ભલા મેરુને પણ હલાવી શકીશું.

હરઘડી ખાડા પુરાતા જોઈએ છીએ, ઘણાંને સપાટી પર પહોંચતાં જોઈએ, કદીક ફરી પાછા ખાડામાં ગબડતાંય જોઈએ છીએ, પણ સાચું કહું તો રોજરોજ 'હૈ...શો' કરીને માટી નાખવાનો અનુભવ જ મને તો પરમ હિતકારી લાગ્યો છે.

Lasertypeset by Crystal Hues Limited, New Delhi
and printed at Shivam Offset Press, New Delhi-110 028